હજરતે ફરમાવ્યું છે

"ખોદા જેના વિષે ભલાઇ ધારે છે તેને દીનમાં સમજ આપે છે"

# બેહેશ્તી ઝેવર

અથવા

## સ્વર્ગનું ઘરેણું.

ભાગ ૪ થો.

રચી છપાવી પ્રસિદ્ધ કર્ત્તા

અબદુલ્લાહ બી૦ મૌલવી ગુલામ મોહમ્મદ

સાદિક મુ૦ ૨.

રમજાન ૧ હિ૦

બીજી આવૃત્તિ ૧૦૦૦.



અમદાવાદ—ધી અમરસિંહજી પ્રીન્ટીંગ પ્રેસ

નીઝામખાન નુરખાન વકીલે છાપ્યું

કી૦ ચાર આના.

## ઘણો મહેરબાન રહમ કર્તા અલ્લાહના નામથી.

હઝાર હઝાર હમ્દ અને શુકર કે તેણે પોતાનો માર્ગ મેળવવાના અનેક સાધનો ઠેરવ્યા છે. જે તે પર ચાલે તેનો બેડો પાર છે. પણ જે નહીં ચાલે તે નુકસાની પામનાર છે. અને હઝાર હઝાર દોરૂદ તથા સલામ તેના પ્યારા પેગમ્બર હઝરત મોહમ્મદ માટે તથા તેમના સઘળા સહાબા તથા તમામ ઇમાનવાળાઓ માટે છે.

એ પછી ગુલામ મોહમ્મદ બીન હાજી હાફેજ સાદેક કહેછે કે, છોકરીઓની તરબીયત માટે **બેહેશ્તી ઝેવર** બેમુલ કિતાબ છે. જેનો ત્રીજો ભાગ પ્રગટ થયો અને લોકોએ ઘણા માનથી વાંચ્યો, અને આ ચોથો ભાગ એકવાર છપાયા પછી બીજી આવૃત્તિનો વખત ખુદાએ દેખાડયો. એનો પાંચમો, છઠ્ઠો, સાતમો અને આઠમો ભાગ પણ પ્રગટ થયા છે. ખુદા કરે તેની મેહેરથી તેના ફજલથી બાકીના ચાર ભાગ પહેલો, બીજો, નવમો અને દસમો ભાગ પ્રગટ કરવાની શક્તિ આપે, અને અગિયારમો ભાગ જે ખાસ મરદોના મસઅલા તથા દવા ઇલાજનો છે તે પણ પ્રગટ કરાવે, જે તેના નામ પ્રમાણે ગોહરજ છે.

મુસલમાનોની ખરાબીનું એક કારણ ઓરતોનું અભણ રહેવું છે, પણ એ ખરાબી તેઓને મેટરીક કે બી. એ. બનાવવાથી જાય નહીં, પણ એતો ખરાબીનું વધુ કારણ બને છે, એમ હું માનું છું. અને તેના દાખલામાં મેટરીક કે બી. એ. તથા ગુજરાતીમાં પાસ થઈ સુધરેલી સ્ત્રીઓને રજુ કરૂંછું. તેઓનો સ્વભાવ, ચાલચલગત કેવાં રહેછે તે ઉપર બારીકીથી નજર નાખતાં એ તાલીમ ઝેર સમાન છે, એવી શીખનારીઓની આગળ મોટાનો વકર રહેતો નથી. આપમુખત્યાર થવા ચાહે છે અને નવી ફેશનના ખોરાક પોશાકમાં ધણીને ગાંડો બનાવે છે. આવા વિચારથી પારસીઓની સ્ત્રીઓમાં ફેલાઇલી બદીને જોઇ કોઇ લેખકે જામે જમશેદ તા. ૨૦-૬-૧૨માં "પારસીઓની સ્ત્રી કેળવણી અને ભવિષ્યમાં તેનો ભારે સંતાપ"ના મથાળા હેઠળ લાંબો આરટીકલ લખ્યો છે જે વાંચવા લાએક છે. એવીજ તરેહ બીજા આરટીકલો પણ ઘણા નીકળ્યા છે જે સઘળા ધ્યાન આપવા લાએક છે.

ઓરતોની શી ફરજ છે, તેઓને માથે શો બોજો ઉપાડવાનો છે, તે કને તાબે થનાર છે એ બાબતો શીખવાથી તથા તેઓના મલણ સ્વભાવ સારાં થાય એવા સાધનો શીખવાથી તે ખરાબી દૂર થઇ મુસલમાનોની તરક્કી થવાની આશા છે. અને [illegible]

પુસ્તકના દશે ભાગ તે સુધારાને જાહેર લાવનાર છે અને જે કોઇ એ ભાગોને જોશે તેને જણાઇ આવશે કે સરકારી શાળાઓમાં ચાલુ ચોપડીઓ ભણાવવી તે છોકરીઓનો વખત ગુમાવવો છે અને તેઓ પોતાની જરૂરી વાતોથી અજ્ઞાન રહે છે. એવી શાળાઓમાં મદદ કરવી તે પોતાનો પૈસો બાએઅ કરવો છે. અને લિલ્લાહ ખાતા વકફ ખાતાથી તેવી સ્કુલો ચલાવવી કે મદદ આપવી હરામ છે; અને વકફ કરનારની નેમથી ઉલટા ચાલ્વું છે. મદરસાના વકફથી અંગ્રેજી સ્કુલ ચલાવવી પણ એજ પ્રમાણે છે, તેના હરામ થવામાં કશો શક નથી. એવું કરનાર મોતવલ્લી તે પૈસાનો જુમ્મેદાર છે.

આ દશે ભાગમાં શી શી બાબતો સમાઇલી છે તેને એક નજર સમજુ માણસ જોશે એટલુંજ નહિ પણ માત્ર દશે ભાગનું સાંકળ્યુંજ તપાસશે તો તેને ખાતરી થશે કે છોકરીઓને આ સ્વર્ગનાજ ઘરેણાથી શણગારવી જોઇએ.

ગાયકવાડ સરકારના રાજ્યમાં ફરજ્યાત કેળવણી છે જેથી સઘળી મુસલમાન છોક- રીઓને સ્કુલમાં જવું પડે છે તેઓની તાલીમ માટે તેઓની જરૂરીઆતનો ખીયાલ રાખી તેવી ટેક્ષ બુકો ચલાવવાની માંગણી કરવી જોઇએ. હું ધારૂંછુ કે અમલદારો જરૂર કબુલ રાખશે. અને આ બેહેશ્તી ઝેવરના દશે ભાગોનું સાંકલ્યું તેઓને દેખાડાશે તો એનેજ શ્રેહા મળશે, પણ કોશીશ થવી જોઇએ, ગફલતમા રહેવું નહીં જોઇએ. "આપણે શું" નો શબ્દ કહી છુટવું નહીં જોઇએ.

આ ચોથા ભાગનું સાંકલ્યું નીચે લખવામાં આવે છે જેથી ખાતરી થશે કે એ ભાગ કેટલો જરૂરનો છે, ગામડાના અભણ માણસો તો કોરે રહ્યા પણ પોતાને હુશયાર ચાલાક ગણી સુધરેલો ગણનાર પણ આમાં સમાયલા અગત્યના મસઅલાથી અજ્ઞાન જોશે તેનું કારણ એજ છે કે જરૂરતની તાલીમ અપાતી નથી.



# સાંકળીયું.







# બેહેશ્તી ઝેવર ભાગ ૪




## ઘણું મેહેરબાન રહમકર્ત્તા અલ્લાહના નામથી.

### નિકાહનું બયાન

નિકાહ પણ અલ્લાહ તઆલાની મોટી નેઅમત છે. દુન્યા અને દીન બંનેના કામો એનાથી દુરૂસ્ત થઇ જાય છે. અને એમાં ઘણા ફાયદાઓ અને અપાર સદ્ગુણો છે. માણસ ગુનાહથી બચે છે. મન ઠેકાણેસર થઇ જાય છે. નીયત આમતેમ ભમતી નથી. અને મોટી વાત તો એજ છે કે ફાયદો ને ફાયદો અને સવાબનો સવાબ. કેમકે પતિ અને પત્નિનું સાથે બેસીને મોહ અને પ્યારની વાતો કરવી, હાંસી અને મજાખમાં દિલ ખુશ કરવું નફિલ નમાઝોથી બેહતર છે.

૧ મસઅલો. નિકાહ ફકત બે શબ્દોથી બંધાઇ જાય છે. જેમકે કોઈએ ગવાહોની રૂબરૂમાં કહ્યું કે મેં મારી દીકરીનો નિકાહ તમારી સાથે કરી દીધો, તેણે કહ્યું કે મેં

કબુલ કીધો, બસ નિકાહ બંધાઇ ગયો. અને બંને પતિ પતિ થઇ ગયાં. પણ જો તે (નિકાહમાં દેનાર)ને ઘણી દીકરીઓ હોય તો માત્ર એટલુંજ કહેવાથી નિકાહ થશે નહિ પણ નામ લઇને એમ કહે કે મેં મારી દીકરી કુદ્દૂસીયા (છોકરીનું નામ)ના નિકાહ તમારી સાથે કીધા; તે (નિકાહ કરનાર) કહે મેં કબુલ કીધા.

૨ મસઅલો. કોઇએ કહ્યું કે તમારી ફલાણી દીકરીનો નિકાહ મારી સાથે કરી દીઓ; તેણે કહ્યું મેં તેણીના નિકાહ તમારી સાથે કરી દીધા. તો નિકાહ થઈ ગયા. પછી ગમેતો તે કહે કે મેં કબુલ કીધા અથવા નહીં કહે તોપણ નિકાહ તો થઇ ગયા.

૩ મસઅલો. જો પોતે ઓરત ત્યાં હાજર હોય અને ઇશારો કરીને એમ કહે કે મેં એના નિકાહ તમારી સાથે કરી દીધા; તે કહે કે મેં કબુલ કીધા, ત્યારે પણ નિકાહ થઇ ગયા. નામ લેવાની જરૂર નથી. અને જો તે પોતે હાજર નહિ હોય તો તે (ઓરત)નું નામ પણ લીએ. એટલા જોરથી નામ લીએ કે ગવાહ લોકો સાંભળી લીએ. અને જો બાપને પણ લોકો નહિ જાણતા હોય અને ફકત બાપનું નામ લેવાથી માલુમ નહિ થઇ શકે કે કોનો નિકાહ કરવામાં આવે છે; તો દાદાનું નામ પણ લેવું જરૂરનું છે. મતલબ એ કે એવો પત્તો બોલવો જોઇએ કે સાંભળનારા સમજી લીએ કે ફલાણી (ઓરત)ના નિકાહ થાય છે.

૪ મસઅલો. નિકાહ થવાને વાસ્તે એ પણ શરત છે કે ઓછામાં ઓછા બે મરદોની અથવા એક મરદ અને બે ઓરતોની રૂબરૂમાં નિકાહ કરવામાં આવે. અને તે લોકો પોતાને કાને નિકાહ થતો અને તે બંને શબ્દો બોલાતાં સાંભળે; ત્યારે નિકાહ થશે. જો એકાંતમાં એકે કહ્યું કે મેં મારી દીકરીના નિકાહ તમારી સાથે કીધા અને બીજાએ કહ્યું કે મેં કબુલ કીધા તો નીકાહ થશે નહિ. એવીજ રીતે જો ફકત એક માણસની રૂબરૂ નિકાહ કીધા ત્યારે પણ નહિ થયા.

૫ મસઅલો. જો મરદ કોઈ નથી ફકત ઓરતોજ છે. ત્યારે પણ નિકાહ દુરસ્ત નથી પછી દશ બાર ઓરતો કેમ ન હોય. બે ઓરતોની સાથે (ગવાહીમાં) એક મરદ હોવોજ જોઇએ.

૬ મસઅલો, જો એક મરદ તો હોય પણ મુસલમાન નહિ હોય ત્યારે પણ નિકાહ થશે નહિ. તેવીજ રીતે તેઓ મુસલમાન તો છે, પણ તે બંને અથવા બેમાંનો એક હજી જુવાન થયેલો નથી; ત્યારે પણ નિકાહ દુરસ્ત નથી. તેવીજ રીતે જો એક મરદ અને બે ઓરતોની રૂબરૂ નિકાહ થયો, પણ હજી તે ઓરતો અથવા તે બંને ઓરતોમાંની એક જુવાન થયલી નથી. ત્યારે પણ નિકાહ દુરસ્ત થયો નથી.

૭ મસઅલો. વધારે સારૂં એજ છે કે મોટા મેળાવડામાં નિકાહ કરવામાં આવે જેમકે જુમ્માની નમાઝ પછી જુમ્મા મસીદમાં, અથવા કોઇ બીજે ઠેકાણે જેથી તે નિકાહ સારી રીતે મશહુર થઈ જાય. અને સંતાઇને નિકાહ કરે નહિ. પણ જો કોઇ એવીજ અડચણ આવી પડી કે જેથી ઘણા લોકોને નિકાહની ખબર થઇ શકી નહીં તો ઓછામાં ઓછા બે મરદો અથવા એક મરદ અને બે ઓરતો હાજર હોવીજ જોઇએ, જેઓ પોતાને કાને નિકાહ થતો સાંભળે.

૮ મસઅલો. જો મરદ પણ જુવાન છે અને ઓરત પણ જુવાન છે. તો તે બંને પોતાનો નિકાહ પોતે કરી શકે છે. (તે એવી રીતે કે) બે ગવાહોની રૂબરૂ તે બંનેમાંથી

એક કહીદે કે મેં મારો નિકાહ તારી સાથે કીધો બીજો કહે મેં કબુલ કીધો. બસ નિ. કાહ થઇ ગયો.

૯ મસઅલો. જો કોઇએ પોતાનો નિકાહ પોતે નહિ કીધો પણ કોઇથી કહી દીધું કે તમે મારો નિકાહ કોઇથી કરી દીઓ. અથવા એમ કહ્યું કે મારો નિકાહ ફલાણાથી કરી દીઓ. અને તેણે બે શાહેદોની રૂબરૂ નિકાહ કરી દીધો, ત્યારે પણ નિકાહ થઇ ગયો. હવે જો તે ઇનકાર પણ કરે ત્યારે પણ કંઇ થઇ શકતું નથી.

## જે લોકોથી નિકાહ કરવો હરામ છે તેઓનું બયાન

૧ મસઅલો. પોનાની ઓલાદ સાથે, અને પૌત્ર અને પરપૌત્ર અને નવાસાઓ વીગેરેની સાથે નિકાહ દુરસ્ત નથી. અને બાપ, દાદો, પરદાદો, નાનો, પરનાનો વીગેરેથી પણ દુરસ્ત નથી.

૨ મસઅલો. પોતાનો ભાઇ, મામો. કાકો, અને ભત્રીજો અને ભાણેજની સાથે નિકાહ દુરસ્ત નથી. અને શરઅમાં ભાઇ તે છે જે એકજ માબાપથી હોય. અથવા તે બંનેનો બાપ એકજ હોય અને મા બે હોય. અથવા તે બંનેની મા એક હોય અને બાપ બે હોય એ સૌ ભાઇઓ છે. અને જેનો બાપ પણ જુદો હોય અને મા પણ જુદી હોય તે ભાઇ નથી, તેની સાથે નિકાહ જાએઝ છે.

૩ મસઅલો. જમાઈ સાથે પણ નિકાહ દુરસ્ત નથી. પછી ગમેતો છોકરી જમાઇને ઘેર ગઇ હોય અને બંને ધણીધણિઆણી એક સાથે રહ્યાં હોય અથવા હજી છોકરી જમાઇને ઘેર ગઇ નહીં હોય. દરેક રીતે નિ-કાહ હરામ છે.

૪ મસઅલો. કોઇનો બાપ મરી ગયો અને માએ બીજો નિકાહ કીધો, પણ મા હજી તેની પાસે રહેવા નહિ પામી એટલામાં મરી ગઇ. અથવા તેણે તલાક દીધી. ત્યારે આ સાવકા બાપ સાથે નિકાહ કરવો જાએઝ છે. પણ જો મા તેની સાથે રહી ચુકી હોય તો તેનાથી નિકાહ કરવો દુરસ્ત નથી.

૫ મસઅલો. સાવકી ઓલાદ સાથે નિકાહ દુરસ્ત નથી. એટલે એક મરદની ધણી ઓરતો છે, ત્યારે સોકની ઓલાદ સાથે કોઇ પણ રીતે નિકાહ દુરસ્ત નથી પછી ગમેતો તે ઓરત પોતાના ધણી સાથે રહી હોય અ-થવા નહિ રહી હોય. દરેક રીતે નિકાહ હરામ છે.

૬ મસઅલો. સસરો અને સસરાના બાપ કે દાદા સાથે પણ નિકાહ દુરસ્ત નથી.

૭ મસઅલો. જ્યાં સુધી પોતાની બેહેન નિકાહમાં (કોઇની સાથે) હોય ત્યાં સુધી બને-વીની સાથે નિકાહ જાએઝ નથી, પણ જો બેહેન મરી જાય અથવા તેણે તેણીને છોડી (તલાક) દીધી અને ઇદ્દત પૂરી થઇ ચુકી ત્યારે હવે બનેવીથી નિકાહ દુરસ્ત છે. અને તલાકની ઇદ્દત પૂરી થવા પહેલાં નિકાહ દુર-સ્ત નથી.

૮ મસઅલો. જો બે બહેનોએ એકજ મરદથી નિકાહ કીધા તો જેનો નિકાહ પ-હેલાં થયો હોય તે દુરસ્ત છે. અને જેનો નિકાહ પછી કરવામાં આવ્યો તે નિકાહ થયો નથી.

૯ મસઅલો. એક ઓરતનો નિકાહ એક મરદની સાથે થયો ત્યારે હવે જ્યાં સુધી તે ઓરત તે મરદના નિકાહમાં છે ત્યાં સુધી તે ઓરતની ફોઇ અને તેની માશી અને ભા ણેજ અને ભત્રીજીના નિકાહ તે મરદથી થઇ શકતા નથી.

૧૦ મસઅલો. જે બે ઓરતોમાં એવું સગપણ હોય કે જો તે બે ઓરતોમાંથી એક મરદ હોતે તો તે બંનેમાં નિકાહ થઈ શકતે નહિ. એવી બે ઓરતો એક મરદની સાથે એક સાથે નિકાહમાં જોડાઇ શકતી નથી. જ્યારે એક મરી જાય અથવા તેને તલાક મળી જાય, અને ઇદ્દત ગુજરી જાય, ત્યારે બીજી ઓરત તે મરદની સાથે નિકાહ કરે.

૧૧ મસઅલો. એક ઓરત છે અને તેની સાવકી છોકરી છે. એ બંને સાથે જો કોઇ મરદ સાથે નિકાહ કરી લીએ તો દુરસ્ત છે.

૧૨. મસઅલો. દત્તક કરી લીધેલા છોકરાનો શરઅમા કંઇ ગણુતરી નથી. છોકરો કરી લેવાથી ખરેખર તે છોકરો થઇ શકતો નથી, તેથી કરીને દત્તક કરી લીધેલા છોકરાં સાથે નિકાહ કરી લેવા જાએઝ છે.

૧૩ મસઅલો. સગો મામો નથી પણ કોઇ દૂરના સગપણથી મામો થાય છે. તો તેનાથી નિકાહ દુરસ્ત છે. તેમજ કોઈ દૂરના સગપણથી ભાણેજ કે ભત્રીજો થતો હોય તેનાથી પણ નિકાહ દુરસ્ત છે. તેમજ જો પોતાનો સગો ભાઇ નથી પણ પિત્રાઇ ભાઇ, અથવા મામા ભાઇ, અથવા ફુવા ભાઇ, અથવા માશી ભાઇ છે તો તેનાથી પણ નિકાહ દુરસ્ત છે.

૧૪ મસઅલો. તેમજ બે બેહેનો જો સગી બેહેનો નહોય મામાબેહેનો, અથવા પિત્રાઈ બેહેનો અથવા ફુઇ બેહેનો, અથવા માશી બેહેનો હોય તો તે બંને એક સાથે એક મરદ સાથે નિકાહ કરી શકે છે. એવી બેહેન હોવા છતાં બનેવીથી નિકાહ કરવો દુરસ્ત છે. એજ હાલ ફુઇ અને માશીનો છે, કે જો કોઇ આઘેનું સગપણ નીકળતું હોય તો ફુઇ ભત્રીજી, અને માશી ભાણેજનો એક સાથેજ એક મરદ જોડે નિકાહ દુરસ્ત છે.

૧૫ મસઅલો. જેટલી તરેહના સગપણ એક કુટુંબના હોવાથી હરામ છે તેટલાજ સગપણ કોઇનું દૂધ પીવાથી પણ હરામ છે. એટલે દુધ ધવાડનારીના ધણીથી નીકાહ દુરસ્ત નથી. કેમકે તે તેણીનો બાપ થયો. અને દૂધભાઇથી પણ નિકાહ દુરસ્ત નથી. જે કોઈને તેણીએ ધવાડ્યું હોય તેની અને તેની ઓલાદ સાથે નીકાહ દુરસ્ત નથી. કેમકે તેઓ તેણીનીજ ઓલાદ ગણાશે. દૂધ ધવાડવાના પ્રમાણમાં મામો, ભાણેજ, કાકો ભત્રીજો સૌની સાથે નિકાહ હરામ છે.

૧૬ મસઅલો, દૂધબેહેનો બંને એક સાથે એક મરદના નિકાહમાં રહી શકતી નથી. સારાંશ કે જે હુકમ ઉપર બયાન કરવામાં આવ્યો, દૂધનાં સગપણમાં પણ તેજ હુકમ લાગુ પડશે.

૧૭ મસઅલો. કોઇ મરદે કોઇ ઓરત સાથે ઝિના કીધી; તો હવે તે ઓરતની મા અને તે ઓરતના ઓલાદને તે મરદની સાથે નિકાહ કરવો દુરસ્ત નથી.

૧૮ મસઅલો. કોઇ ઓરતે જુવાનીના જોશમાં બુરી નીયતથી કોઇ મરદને હાથ અડકયો તો હવે તે ઓરતની મા અને ઓલાદને તે મરદથી નિકાહ કરવો જાએઝ નથી. તેવીજ રીતે જો કોઇ મરદે કોઇ ઓરત પર હાથ ચાલાકી કીધી, તો તે મરદ તેણીની મા અને ઓલાદ પર હરામ થઇ ગયો.

૧૯ મસઅલો. રાતના પોતાની ધણિઆણીને જગાડવા વાસ્તે ઉઠયો અને ભૂલથી હાથ દીકરીપર પડી ગયો. અથવા સાસુપર પડી ગયો. અને પોતાની સ્ત્રી સમજીને જુવાનીની ઇચ્છા સાથે તેણીને અડકયો તો હવે તે મરદ પોતાની ઓરત માટે હમેશને માટે હરામ થઇ ગયો. હવે કોઈ પણ રીતે તે દુરસ્ત થઇ શકતો નથી. અને હવે જરૂરનું છે કે એ મરદ તે ઓરતને તલાક દઇ દીએ.

૨૦ મસઅલો. કોઇ છોકરાએ પોતાની સાવકી માપર ખરાબ નીયતથી હાથ નાંખ્યો તો હવે તે ઓરત પોતાના ધણીપર બિલકુલ હરામ થઇ ગઇ. હવે કોઇ પણ રીતે તેણી પોતાના ધણીપર હલાલ થઇ શકતી નથી. અને જો તે સાવકી મા તેણીના સાવકા છોકરા સાથે એમ કરે ત્યારે પણ એજ હુકમછે.

૨૧ મસઅલો. મુસલમાન ઓરતના નિકાહ મુસલમાન સિવાય કોઇ પણ બીજા ધર્મ અથવા દીનવાળા મરદ સાથે દુરસ્ત નથી.

૨૨ મસઅલો. કોઇ ઓરતના ધણીએ તલાક દીધી અથવા મરી ગયો તો જ્યાં સુધી તલાકની ઇદ્દત અને મરવાની ઇદ્દત પૂરી નહીં થાય ત્યાંસુધી બીજા મરદ સાથે નિકાહ કરવો દુરસ્ત નથી.

૨૩ મસઅલો. જે ઓરતનો નિકાહ કોઇ મરદ સાથે થઇ ગયો હોય તો હવે તલાક લીધા વગર અને ઇદ્દત પૂરી કીધા વગર બીજા મરદ સાથે નિકાહ કરવો જાએઝ નથી.

૨૪ મસઅલો. જે ઓરતનો ધણી નહોય અને તેણીને ઝિનાથી હમલ રહ્યો હોય (વ્યભિચારથી ગર્ભવંતી થઇ હોય ) તો તેણીનો નિકાહ પણ દુરસ્ત છે. પણ બચ્ચું અવતરે તે પહેલાં તેણીની સાથે સોહબત કરે નહિ. પણ જો તેણીએ એવા મરદ સાથે નિકાહ કીધો કે જેની સાથે તેણીએ ઝિના કીધી હતી તો સોહબત કરવી પણ દુરસ્ત છે.

૨૫ મસઅલો. જે મરદના નિકાહમાં ચાર ઓરતો હોય હવે તે મરદ સાથે પાંચમી ઓરતનો નિકાહ દુરસ્ત નથી. અને જો તે ચારમાંથી તેણે એક ઓરતને તલાક દીધી તો જ્યાં સુધી તલાકની ઇદ્દત પૂરી નહીં થાય ત્યાં સુધી કોઇ બીજી ઓરત તે મરદ સાથે નિકાહ કરી શકતી નથી.

૨૬ મસઅલો. સુન્ની છોકરીનો નિકાહ શિયા મઝહબવાળા મરદ સાથે ઘણા આલેમોના ફતવાઓમાં દુરસ્ત નથી.

## વલીનું બયાન.

છોકરા અને છોકરીના નિકાહનો જેને અખત્યાર હોયછે તેને વલી કહે છે.

૧ મસઅલો. છોકરા અને છોકરીનો વલી સૌથી પહેલાં તેનો બાપ છે. જો બાપ ન હોય તો દાદો. તે નહોય તો પરદાદો, જો તેઓમાંનો કોઈ નહોય તો સગો ભાઈ. સગો ભાઇ નહોય તો સાવકો ભાઈ. એટલે જે બે ભાઈ અથવા ભાઇબેહેનનો બાપ તો એકજ હોય પણ મા જુદી જુદી હોય. તે પછી ભત્રીજો, પછી ભત્રીજાનો છોકરો ફરી તેનો પૌત્ર. જો એ લોકોમાંથી કોઇ નહોય તો સગો કાકો. પછી સાવકો કાકો એટલે બાપનો સાવકો ભાઇ, ફરી સગા કાકાનો છોકરો પછી તેનો પૌત્ર, પછી સાવકા કાકાનો છોકરો, ફરી તેનો પૌત્ર, જો એ લોકોમાંનો કોઇ નહોય તો બાપનો કાકો વલી છે, ફરી તેની ઓલાદ. જો બાપનો કાકો, અને તેના છોકરા, પૌત્રો અને પરપૌત્રો કોઈ નહોય તો દાદાનો કાકો, ફરી તેના છોકરાઓ, ફરી પૌત્ર ફરી પરપૌત્ર વિગેરે. જો એ લોકોમાંનો કોઇ નહિ હોય તો મા વલી છે. (મા) પછી દાદી, પછી નાની, પછી નાનો, પછી સગી બેહેન, ફરી સાવકી બેહેન જે એકજ બાપથી હોય, ફરી સાવકી બેહેન કે ભાઇ જે એકજ માથી હોય, તે પછી ફુઇ, તે પછી મામો, ફરી માશી વિગેરે.

૨ મસઅલો. નાબાલેગ ( જુવાનીએ નહિ પોંહચેલું માણુસ) કોઇનું વલી થઇ શકતું નથી. અને કાફેર કોઇ મુસલમાનનો વલી થઇ શકતો નથી. અને ગાંડો માણુસ પણ કોઇનો વલી થઈ શકતો નથી.

૩ મસઅલો. બાલેગા એટલે જુવાન ઓરત પોતે મુખત્યાર છે ગમે તો નિકાહ કરે ગમે તો નહિ કરે. અને જેની સાથે તેનું મન ચાહે તેની સાથે ( નિકાહ ) કરે. કોઇ માણુસ તેણીના ઉપર જોરજુલમ કરી શકતું નથી. જો

તે પોતે પોતાનો નિકાહ કોઇ સાથે કરી લીએ તો નિકાહ થઇ જશે. પછી ગમેતો વલીને ખબર ( એ નિકાહની ) હોય અથવા નહિ હોય. અને વલી ( એ નિકાહથી ) ગમે તો રાજી હોય અથવા નહિ હોય. દરેક રીતે નિકાહ દુરસ્ત છે. પણ જો પોતાના કરતાં હલકા કુટુંબવાળા સાથે નિકાહ કીધા, અને પોતાના કુફ્માં નહિ કીધા અને વલી નાખુશ છે; અથવા નિકાહ તો પોતાના કુફ્માં કીધા પણ જેટલી મેહેર તેના પિત્રાઇ કુટુંબમાં બાંધવામાં આવે છે જેને શરેઅમાં મેહેરે મિસલ કહે છે તેનાથી ઘણીજ કમતી મેહેર પર નિકાહ કરી લીધો;[1] તો એ તમામ હાલતોમાં નિકાહતો થઇ ગયો પણ તેણીનો વલી તે નિકાહને તોડાવી શકેછે. મુસલમાન હાકિમ પાસે ફરીયાદ કરે અને તે ( હકૂમતવાળો ) નિકાહને તોડી દે. પણ એ ફરીયાદનો હક તે વલીને છે જેનું બયાન માના વલીપણા પહેલાં થયલું છે. એટલે બાપથી લઇને દાદાના કાકાના દીકરા અને પૌત્ર સુધી.

૪ મસઅલો. કોઇ વલીએ જુવાન છોકરીના નિકાહ તેણીને પુછ્યા વગર અને તેણીની રજા લીધા વગર કરી દીધા. તો તે નિકાહ તેણીની રજાખુશીના ઉપર અટકેલા રહેછે. જો તે છોકરી રજા આપે તોજ નિકાહ થઇ જશે. અને જો તેણી રાજી નહિ હોય, અને તેણી રજા નહિ આપે તો નહિ થશે. અને રજા (તેણીની) કેવી રીતે લેવી તેની રીત આગળ આવે છે.

૫ મસઅલો. જુવાન કુંવારી છોકરીથી વલીએ આવીને કહ્યું કે, હું તમારો નિકાહ ફલાણાની સાથે કરી આપું છું, અથવા કરી દીધો. તે સાંભળીને તેણી ચુપ રહી અથવા મોં મલકાવ્યું અથવા (ધીમેથી) રડવા લાગી તો બસ એજ રજા છે. હવે તે વલી નિકાહ કરી દે, તો દુરસ્ત થઇ જશે. અથવા (નિકાહ) કરી દીધો હતો તો તે જાએઝ થઇ ગયો. એમ (કદી) નહિ સમજવું કે જો તે પોતાને મોંઢેજ (હા) કહેશે ત્યારેજ રજા (અપાયલી) સમજાય. જે લોકો જોરજુલમથી કબુલ કરાવેછે તે ઠીક કરતા નથી.

૬ મસઅલો. વલીએ રજા લેતી વખતે (તેણીના) ધણીનું નામ નહિ લીધું, અને તેમજ તેણીને ( તેણીના ધણીનું નામ ) પેહલાંથી માલૂમ પણ નથી, તો એવે વખતે ચુપ રહેવાથી (તેણીની) ખુશી સાબેત થશે નહિ. અને રજા અપાયલી ગણાશે નહીં. પણ ( તે છોકરો જેની સાથે તેણી પરણે છે તેનું ) નામ ઠેકાણું (બરાબર) બતલાવવું જરૂરી છે. જેથી છોકરી એટલું સમજી જાય કે તે ફલાણો માણસ છે. તેવીજ રીતે જો મેહેર નહિ બતલાવી. અને મેહેરે મિસલથી બહુજ કમતી પર નિકાહ કરી દીધા, તો છોકરીની વગર રજાએ નિકાહ થશે નહિ. જેને વાસ્તે કાયદા મુજબ ફરીથી રજા લેવી જોઈએ.

૭ મસઅલો. જો તે છોકરી કુંવારી નથી પણ તેણીનો એક નિકાહ પેહલાં થઈ ગયો છે, [અને] એ બીજો નિકાહ છે. તેણીના વલીએ રજા લીધી અને પૂછ્યું, તો

---

[1] આ મસલાથી ખુલ્લું જણાયું કે ગેર કુફ્માં અથવા ઓછી મેહેરમાં વલીને આડે આવવાનું હકક છે. પણ જો સ્ત્રી પોતાના ગામમાં નહીં કરે અને બીજા ગામમાં નિકાહ કરે કુફ્માં અને પૂરી મેહેરથી તો વલીને આડે આવવાનો હકક નથી, આથી તમો સમજી શકશો કે સૂરત તથા સૂરત જીલ્લાના તેમ ભરૂચ જીલ્લાના કેટલાક એરાઓએ બંદોબસ્ત કર્યો છે કે ફલાણા ફલાણા ગામમાં છોકરી દેવી નહીં અને આપનારને દંડ છે આડે આવે છે એ હરામ છે. એવા બંદોબસ્ત તોડવો ફરજ છે. અને કેટલીક છોકરીના માબાપ છોકરા પરણનાર પાસેથી રૂપીઆ લે છે અને તે રૂપીયા પોતે હજમ કરે છે એ હરામ છે એ બદી દુર કરવાનો બંદોબસ્ત કરવાની ઘણી જરૂર છે. ગુ. મો.

માત્ર ચુપ રહેવાથી રજા થઈ જશે નહિ, પણ જીભથી કહેવું જોઇએ, જો તેણીએ જીભથી ( હા વિગેરે કંઇ ) કહ્યું નહિ, માત્ર ચુપ રહેવાથી વલીએ નિકાહ કરી દીધો, તો નિકાહ અટકેલો રાખવામાં આવશે. પછી જો તેણી જીભથી કબુલ રાખે તો નિકાહ થઈ ગયો અને જો તે કબુલ નહિ રાખે તો નિકાહ થયો નથી.

૮ મસઅલો. બાપના હોવા છતાં કાકા કે ભાઈ વિગેરે કોઇ બીજા વલીએ કુંવારી છોકરીથી રજા માંગી તો ફકત ચુપ રહેવાથી રજા ગણાશે નહિ. પણ જીભથી રજા દેવી જોઇએ, ત્યારે રજા અપાયલી ગણાશે. પણ જો બાપેજ તેઓને રજા લેવા વાસ્તે મોકલ્યા હોય ત્યારે તો માત્ર ચુપ રહેવાથી રજા આપી એમ સમજાશે. મતલબ એ કે જે વલી સૌ કરતાં વધારે પેહલો (ઉત્તમ) હોય અને શરેઅથી તેનેજ રજા પૂછવાનો (પ્રથમ) હક હોય, જ્યારે તે પોતે અથવા તેનો મોકલેલો માણુસ, રજા લીએ ત્યારેજ (છોકરીના) ચુપ રહેવાથી રજા થશે. અને જો હક હોય દાદાનો અને પૂછ્યું ભાઇએ અથવા હક હતો બાપનો અને પૂછ્યું કાકાએ; તો એવે વખતે (તેણીના) ચુપ રહેવાથી રજા થશે નહિ.

૯ મસઅલો. વલીએ પૂછ્યા વગર અને રજા લીધા વગર નિકાહ કરી દીધો. ફરી નિકાહ થઇ ગયા પછી પોતે વલીએ અથવા તેના મોકલેલા કોઇ માણુસે આવીને (છોકરીને) ખબર આપી કે તારો નિકાહ ફલાણા સાથે કરી દેવામાં આવ્યો. તો એ હાલતમાં પણ ચુપ રહેવાથી રજા થઈ જશે અને નિકાહ દુરસ્ત થઇ જશે. અને જો કોઇ બીજાએ ખબર દીધી અને જો તે ખબર દેનાર સારો માતબર માણુસ છે, અથવા બે માણુસો છે, ત્યારે પણ ચુપ રેહવાથી નિકાહ જાએઝ થઇ જશે. અને જો ખબર દેનારૂં એક માણુસ અને તે પણ ભરોસેદાર નથી તો માત્ર ચુપ રહેવાથી નિકાહ દુરસ્ત થશે નહિ. પણ તે નિકાહ અટકેલો રહેશે. જ્યારે જીભથી રજા દઇ દીએ અથવા કોઇ બીજી એવી વાત થાય જેથી રજા સમજાઈ જાય ત્યારે નિકાહ સહીહ થશે.

૧૦ મસઅલો. જે હાલતમાં જીભથી કહેવું જરૂરી છે, અને ઓરતે (જીભથી) નહિ કહ્યું પણ જ્યારે (તેણીનો) પતિ તેની પાસે આવ્યો ત્યારે સોહબત (સંભોગ)થી નકાર નહિ કીધો ત્યારે પણ નિકાહ દુરસ્ત થઇ ગયો.

૧૧ મસઅલો. એજ હુકમ છોકરાનો પણ છે, કે જો તે જૂવાન (બાલેગ) હોય તો તેના પર જબરદસ્તી કરી શકતા નથી. અને વલી તેની રજા વિના નિકાહ કરી શકતો નથી, જો વગર પૂછે નિકાહ કરી દેશે તો (તે છોકરાની) રજાપર અટકેલો રહેશે. જો રજા દઈ દીધી તો થઇ ગયો, નહિ તો નિકાહ થયો નથી. પણ એટલો ફરક છે, કે છોકરાના ફક્ત ચુપ રહેવાથી રજા થઇ જતી નથી. જીભથી કહેવું અને બોલવું જોઇએ.

૧૨ મસઅલો. જો છોકરી કે છોકરો બાલેગ ન હોય તો તેઓને પોતાનો અખત્યાર નથી. વલી વગર તેઓનો નિકાહ થતો નથી. જો તેણે વલી વગર પોતાના નિકાહ કરી લીધા અથવા કોઇ બીજાએ કરી દીધા, તો વલીની રજાપર તે ( નિકાહ ) અટકેલો છે. જો વલી રજા દેશે તો નિકાહ થશે. નહિ તો થશે નહિ. અને વલીને તેનો નિકાહ કરવાનો અથવા નહિ કરવાનો પૂરેપૂરો અખત્યાર છે. જેની સાથે તે ચાહે તેની સાથે કરી દીએ. નાબાલેગ છોકરા અને છોકરીઓ, તે નિકાહને, તે વખતે રદ કરી શકતા નથી. પછી ગમે તો તે બાલેગ નહિ થયલી છોકરી કુંવારી હોય

અથવા તેણીનો પહેલાં નિકાહ થઇ ચુકયો હોય; અને તે પોતાના ધણીને ઘેર ગઇ પણ હોય. બંનેનો એકજ હુકમ છે.

૧૩ મસઅલો. નાબાલેગ છોકરા કે છોકરીનો નિકાહ જો બાપે અથવા દાદાએ પઢાવી દીધો હોય તો જુવાન (બાલેગ) થયા પછી પણ તે નિકાહને રદ કરી શકતા નથી, પછી ગમે તો પોતાનાજ કુફ (ગોત્ર)માં કીધો હોય અથવા પોતાનાથી હલકી જાતવાળા સાથે કરી દીધો હોય અને ગમે તો મેહેરે મિસલપર કીધો હોય અથવા તેનાથી ઘણી ઓછી મેહેરપર નિકાહ કરી દીધો હોય. દરેક રીતે નિકાહ સહીહ છે. અને જુવાન થયા પછી પણ તેઓ (છોકરો અને છોકરી જે બંનેના નિકાહ મજકૂર રીતે થયા હોય) કંઇ (તોડ ભાંગ પોતાના નિકાહમાં) કરી શકતા નથી.

૧૪ મસઅલો. અને જો બાપ દાદા સિવાય કોઇ બીજા વલીએ નિકાહ કીધો છે, અને જેની સાથે નિકાહ કરી દીધો તે છોકરો કુફ (જાત)માં બરાબર દરજ્જાનો છે, (હલકી જાતનો નથી) અને મેહેર પણ મહેરે મિસલ મુકર્રર કીધી છે, એવી હાલતમાં તે વખતે તો નિકાહ દુરસ્ત થઇ જશે. પણ જુવાન થયા પછી તેઓને અખત્યાર છે, જોઇએ તો તે નિકાહને તેવોજ બાકી રાખે અથવા મુસલમાન હાકેમની પાસે ફરીયાદ કરીને તોડી નાંખે, અને જો તે વલીએ છોકરીના નિકાહ હલકી જાતવાળા મરદ સાથે કરી દીધો, અથવા મેહેરે મિસલથી બહુજ કમી મેહેરપર નિકાહ કરી કીધો છે, અથવા છોકરાનો નિકાહ જે છોકરી સાથે કીધો છે તેણીની મેહેર તે છોકરીની મેહેરે મિસલથી બહુજ વધારે મુકર્રર કીધી તો તે નિકાહ થયો નથી.

૧૫ મસઅલો. બાપ કે દાદા સિવાય કોઇ બીજાએ નિકાહ કરી દીધો હતો. અને છોકરીને પોતાનો નિકાહ થવાની ખબર હતી. ફરી જુવાન થઇ ગઈ, અને હજી સુધી તેણીના ધણીએ તેણી સાથે સોહબત કીધી નથી. તો જ્યારે જુવાન થઇ હોય તેજ વખતે પોતાની નારાજી જાહેર કરી દીએ, કે હું રાજી નથી, અથવા એમ કહે કે હું એ નિકાહને બાકી રાખવા ચાહતી નથી. ગમેતો તે ઠેકાણે કોઇ હોય અથવા નહિ હોય અને તે તદન એકલી બેઠેલી હોય, દરેક હાલતમાં કહી દેવું જોઇએ, પણ માત્ર એમ કરવાથી નિકાહ ટૂટશે નહીં, શરઅના હાકેમ પાસે જાય (અને નિકાહ તોડાવવા વિષે ફરીયાદ કરે) અને તે નિકાહને તોડી નાંખે ત્યારે નિકાહ ટુટી જશે. જુવાન થયા પછી જો એક પળ * અથવા દમભર પણ ચુપ રહેશે તો હવે નિકાહ તોડાવવાનો તેને અખત્યાર રહેશે નહિ, અને જો તેણીને પોતાના નિકાહની ખબર નહી હતી, જુવાન થયા પછી ખબર મળી, તો જ્યારે ખબર થાય ત્યારે તરતજ નિકાહથી ઇનકાર કરે. જો એક પળ પણ ચુપ રહેશે તો નિકાહ તોડાવવાનો અખત્યાર જતો રેહશે.

૧૬ મસઅલો. અને જો તેનો ધણી સોહબત (સંભોગ) કરી ચુકયો તે પછી તેણી જુવાન થઈ ત્યારે જુવાન થતાંજ અને (પોતાના નિકાહની) ખબર થતાંજ તરત ઇનકાર કરવાની જરૂર નથી. પણ જ્યાંસુધી તેણીની રાજી ખુશીનો હાલ માલૂમ પડશે નહીં ત્યાં સુધી કબુલ કરવાનો અથવા કબુલ નહીં કર.

* મજકુર મસઅલો છોકરીઓને વાસ્તે છે. અને જો છોકરો જુવાન થયો તો તરત નિકાહના ના પાડવાની તેને કંઈ જરૂર નથી. પણ જ્યાં સુધી તેની રજા ખુશી માલૂમ નહિ પડે ત્યાં સુધી કબુલ રાખવાનો અથવા નહિ રાખવાનો અખત્યાર બાકી રહે છે.

વાનો અખત્યાર બાકી છે. ગમે તેટલો વખત વીતી જાય ( તો કાંઇ હરકત નથી. ) પણ જ્યારે તેણે સાફ સાફ કહી દીધું કે હું (આ નિકાહને) કબુલ મંજૂર રાખું છું; અથવા કોઇ બીજી એવીજ વાત માલૂમ પડી કે જેથી ( તેણીના નિકાહ વાસ્તે ) રાજી ખુશી સાબેત થાય, જેમકે પોતાના ધણીની સાથે એકાંતમાં ધણીધણિયાણી પ્રમાણે રહી. તો હવે અખત્યાર ( નિકાહથી ઇનકાર કરવાનો ) જતો રહ્યો. અને નિકાહ ( કાયમ રાખવો ) લાઝેમ થઇ પડ્યો.

૧૭ મસઅલો. (ઉપર લખી ગયલા મસઅલાના ) કાયદા મૂજબ (વલીનું બયાન નં. ૧ ) જે વલીને નાબાલેગ ઓરતના નિકાહ કરી દેવાનો હક હોય તે વલી પરદેશમાં છે. અને તે વલી એટલે આઘે છે કે જો તેની રાહ જોવાય અને તેની સલાહ મશવરો લેવાય તો એવી તક જતી રહેશે, અને માગું મોકલનાર એટલી વાર થોભશે નહીં, અને ફરી એવી જગ્યા મળવી મુશકેલ છે, તો એવી હાલતમાં તે વલીથી પછીના દરજ્જાનો વલી પણ નિકાહ કરી દઇ શકે છે. જો તેણે તે ( પરદેશવાળા તેના કરતાં આગલા દરજ્જાના વલી )ને પૂછ્યા વગર નિકાહ કરી દીધા તો નિકાહ થઈ ગયો. અને જો એટલે બધે દૂર ( પરદેશમાં તે વલી ) નહોય તો તેની પરવાનગી લીધા વિના બીજા (ઉતરતા દરજ્જાના) વલીને નિકાહ કરી દેવા નહીં જોઇએ. જો કરશે તો તેજ વલીની રજા ખુશીપર આધાર રહેશે. જ્યારે તે (પરદેશમાં ગયલો) વલી રજા દેશે ત્યારે નિકાહ દુરસ્ત થશે.

૧૮ મસઅલો. એજ પ્રમાણે હક્દાર વલી હાજર હોવા છતાં બીજા વલીએ નાબાલેગના નિકાહ કરી દીધા. જેમકે હક્તો બાપનો હતો અને દાદાએ નિકાહ પઢાવી દીધો. અને બાપથી કંઇ પણ સલાહ પુછવામાં આવી નહિ. તો તે નિકાહ બાપની રજા ઉપર અટકેલો રહેશે. અથવા ( નિકાહ કરી દેવાનો ) હક્તો ભાઈનો હતો અને નિકાહ કાકાએ કરી દીધા તો ભાઇની પરવાનગી પર અટકેલો રહેશે.

૧૯ મસઅલો. કોઇ ઓરત ગાંડી થઈ ગઈ અને તેની અક્કલ જતી રહી, અને તેનો જુવાન દીકરો પણ હાજર છે, અને બાપ પણ છે. જો તે ઓરતના નિકાહ કરી દેવા મનજુર હોય તો તેણીનો વલી તેણીનો દીકરો છે. કેમકે વલી હોવામાં (કોઇ પણ ઓરતનો) દીકરો ( તેણીના ) બાપ કરતાં વધારે હક્દાર છે.

## કયા કયા લોકો આપણી બરાબરી અને કુફ્ના છે અને કયા કયા નથી.

૧ મસઅલો. શરીઅતમાં એ વાતની ઘણી સંભાળ લેવાયલી છે કે વગર બરાબરી અને વગર કુફવાળાની સાથે નિકાહ નહિ કરવામાં આવે. એટલે છોકરીનો નિકાહ કોઇ એવા મરદની સાથે નહિ કરો કે મરદ દરજ્જામાં અને જાતમાં તેણીની બરાબરીનો નહિ હોય.

૨ મસઅલો. ( શરીઅતમાં ) બરાબરી ઘણી ચીજોમાં ગણવામાં આવે છે. એકતો વંશમાં બરાબર હોવું બીજું મુસલમાન હોવામાં, ત્રીજું દીનદારીમાં, ચોથું માલમાં, અને પાંચમું ધંધામાં.

૩ મસઅલો. વંશમાં બરાબરી તો એ છે કે શેખ[1] અને સૈયદ, અને અનસારી, અને અલવી એ સૌ એક બીજાની બરાબર છે.

---

[1] આ શેખની મતલબ સિદ્દીકી શેખ ફારૂકી શેખ અને ઉસામાની શેખ છે. જો એવા શેખોમાંના કોઈનો વંશ સચવાયોં હોય તો તે કોરેશી હોવાને લીધે સૈયદોનો કુફ છે. ગુ. મો.

એટલે અગર જો સૈયેદોનો રૂતબો બીજાઓથી વધારે છે, પણ જો સૈયદની છોકરી શેખને ત્યાં પરણાવી તો એમ નહિ કહેવાશે કે તેણીના કુફમાં નિકાહ નહિ થયો. એ પણ કુફ છે.

૪ મસઅલો. વંશમાં ગણત્રી બાપની છે માની કાંઇ ગણત્રી નથી. જો બાપ સૈયેદ છે તો દીકરો પણ સૈયેદ છે. જો બાપ શેખ છે તો દીકરો પણ શેખ છે. મા ગમેતે હોય જો કોઇ સૈયેદે કોઇ બહારની (અજાણ) ઓરતની સાથે નિકાહ કરી લીધો તો તેના દીકરા સૈયેદ છે. અને દરજ્જામાં સૌ સૈયેદોની બરાબર છે. બેશક જેના માબાપ બેઉ મોટા ખાનદાનના હોય એ જુદી વાત છે. અને તેની ઇઝ્ઝત (માન) વધારે છે પણ શરીઅતમાંતો સૌ એકજ દરજ્જાના (અને કુફના) ગણાશે.

૫ મસઅલો. મોગલ અને પઠાન સૌ એકજ કોમ છે.[1] અને શેખ અને સૈયેદોની બરાબરીના નથી. જો શેખ અથવા સૈયેદની છોકરીના વિવાહ તેઓને ત્યાં થયા તો ગેર કુફમાં અને હલકા દરજ્જામાં નિકાહ થયેલો કહેવાશે.

૬ મસઅલો. મુસલમાન હોવામાં બરાબરી ફકત મોગલ પઠાન વિગેરે કોમોમાં માતબર છે. શેખ, સૈયેદ, અનસારી અને અલવીયોમાં એ વાત માતબર નથી. ત્યારે જે માણસ પોતે મુસલમાન થઇ ગયો અને તેનો બાપ કાફેર હતો તે માણસ, જે ઓરત કે પોતે પણ મુસલમાન છે અને તેણીનો બાપ પણ મુસલમાન હતો તેણીની બરાબરીનો નથી. અને જે મરદ પોતે મુસલમાન છે અને તેનો બાપ પણ મુસલમાન છે પણ તેનો દાદો મુસલમાન નથી તે મરદ; જે ઓરતનો દાદો પણ મુસલમાન છે તેણીના કુફનો નથી.

૭ મસઅલો. જે મરદના બાપ દાદા બંને મુસલમાન હોય પણ પરદાદો મુસલમાન નહિ હોય, તો તે મરદ, જે ઓરત કે તેના પુર્વજોમાં ઘણી પેઢીઓ સુધી સૌ મુસલમાનોજ હોય તેણીની બરાબરીનો સમજાશે. મતલબ એ કે દાદા સુધી મુસલમાન હોવું માતબર છે. અને પરદાદા અને પરદાદાના બાપ સુધીમા બરાબરી હોવી જરૂરની નથી.

૮ મસઅલો. દીનદારીમાં બરાબર હોવાની મતલબ એ છે કે, જે દીનપર બરાબર ચુસ્ત રીતે ચાલતો નહોય. લુચ્ચો, તોફાની, શરાબી, બદકાર હોય તે માણસ પરહેઝગાર, સારા ચાલચલણની, દીનદાર ઓરતના કુફનો ગણાશે નહીં.

૯ મસઅલો. માલમાં બરાબરીના અર્થ એ છે કે તદન ગરીબ કંગાળ માલદાર ઓરતની બરાબરીનો નથી. અને જો તે બિલકુલ ગરીબ માણસ તો નથી પણ જેટલી મેહેર પેહલી રાતે દેવાનો રિવાજ છે એટલી મેહેર જો તે દઈ શકતો હોય તો પોતાના કુફનો છે, અગર જો તે પૂરી મેહેર નહિ દઇ શકે. અને એ કંઇ જરૂર નથી કે જેટલા પૈસાવાળા છોકરીવાળા હોય તેટલોજ માલદાર છોકરો પણ હોવો જોઇએ. અથવા લગભગ તેટલો શ્રીમંત હોય.

૧૦ મસઅલો. ધંધામાં બરાબરીનું હોવું એ છે કે, વણકર દરજીની કુફનો નથી. તેમજ હજામ, ધોબી વિગેરે પણ દરજીના દરજ્જાના નથી.

૧૧ મસઅલો. ગાંડો માણસ, અક્કલવાળી હોંશીયાર ઓરતના કુફનો નથી.

---

૧ એવીજ તરેહ વોરા અને મીયાંભાઇ એકજ કોમ છે. એટલે વંશની રૂએ વોરા ચઢતા નથી અને મીયાંભાઈ ઉતરતા નથી બંને સરખા છે. અને જેમ સૈયેદો માલ ધંધાને લીધે આપસમાં કુફમાં જુદા પડે છે તેમ વોરા અને મીયાંભાઈ પણ ધંધો અને માલને લીધે જુદા પડશે અને કુફ રહેશે નહીં એજ હાલ મેમણ અને વોરાનો છે. ગુ મો.

## મેહેરનું બયાન.

૧ મસઅલો. નિકાહમાં મેહેરને વાસ્તે કંઇ વાતચીત થાય અથવા નહીં થાય દરેક હાલતમાં નિકાહ તો થઇ જશે, પણ મેહેર દેવી પડશે. એટલુંજ નહિ પણ જો કોઈ એવી શરત કરી લીએ કે અમે મેહેર દેશું નહિ વગર મેહેરનો નિકાહ કરીએ છીએ ત્યારે પણ મેહેર દેવી પડશે.

૨ મસઅલો. ઓછામાં ઓછી મેહેરની રકમ આશરે પોણાત્રણ રૂપીઆભાર ચાંદી છે. અને વધારે (મેહેર કેટલી હોવી જોઇએ તે ) રકમની કંઇ હદ નથી. ગમે તેટલી મુકર્રર કરે. પણ મેહેર ઘણી વધારે રાખવી ઠીક નથી. તો જો કોઇએ ફકત એક રૂપીઆભાર ચાંદી અથવા એક રૂપીયો અથવા અર્ધો રૂપીયો મેહેર મુકરર કરીને નિકાહ કીધા ત્યારે પણ પોણાત્રણ રૂપીઆભાર ચાંદી દેવી પડશે. શરીઅતમાં એથી ઓછી મેહેર થઇ શકતી નથી. અને જો રૂખસતી (આણું જાય તે) પેહલાંજ તલાક દઇ દીએ તો એની અર્ધી મેહેર દીએ

૩ મસઅલો. કોઇએ દસ, વીસ, સો, અથવા હજાર રૂપીઆ પોતાની ગજા પ્રમાણે મેહેર મુકર્રર કીધી. અને ઓરતને પોતાને ઘેર લઇ આવ્યો, અને તેણીની સાથે સોહબત કીધી અથવા સોહબત તો નહિ કીધી પણ એકાંતમાં ધણિધણીઆણી કોઇ એવી જગ્યાએ રહ્યા કે જ્યાં સોહબત કરવાથી રોકનાર અથવા મનાઇ કરનાર કોઇ ચીજ નહિ હતી, તો પૂરેપૂરી મેહેર જેટલી કે મુકર્રર કીધી છે અદા કરવી વાજેબ છે. અને જો એવી કોઇ વાત ( એટલે સોહબત કે એકાંત કંઇ ) થઈ નહિ હતી કે એટલામાં છોકરો કે છોકરી ગુજરી ગઇ ત્યારે પણ પૂરેપૂરી મેહેર દેવી વાજેબ છે. અને જો એવી કોઇ વાત [ એટલે એકાંત સોહબત ] થઇ નહિ અને ધણીએ તલાક દઇ દીધી તો અર્ધી મેહેર દેવી વાજેબ છે. સાર એ થયો કે ધણી ધણિઆણીમાં જો એવું એકાંત વાસ થયું જેમકે ઉપર બયાન થયું, અથવા બંનેમાંથી કોઇ મરી ગયું તો પૂરેપૂરી મેહેર વાજેબ થઇ ગઇ. અને જો તેવું એકાંત અને એક ઠેકાણે ભેગા થવા પહેલાંજ તલાક થઇ ગઈ તો અર્ધી મેહેર વાજેબ થઈ.

૪ મસઅલો. જો બંને ( ધણીધણિયાણી ) માંથી કોઇ બીમાર હતું, અથવા રમઝાનનો રોઝો રાખેલો હતો, અથવા હજનું એહરામ બાંધેલું હતું, અથવા ત્યાં કોઇ ઝાંખતું કે, તાકીને જોતું હતું, એવી હાલતમાં બંને (ધણીધણિઆણી) એક જગ્યાએ ભેગાં મળ્યાં તો એવું એકાંત માતબર નથી. અને એવા એકાંતથી પૂરેપૂરી મેહેર વાજેબ થતી નથી. જો તલાક દઇ દેશે તો તેણી અર્ધી મેહેરની હકદાર છે. પણ જો રમઝાનનો રોઝો નહિ હતો. પણ નઝરનો કે કઝાનો કે નફિલ રોઝો બંનેમાંથી કોઇ રાખતું હતું, એવી હાલતમાં એકાંતમાં તેણી ( ધણી પાસે ) રહી તો પૂરેપૂરી મેહેર લેવાને હકદારછે. ધણીપર પૂરેપૂરી મેહેર વાજેબ થઇ ગઇ.

૫ મસઅલો. ધણી નામરદ છે, પણ બેઉ ધણીધણિઆણીમાં તેવું એકાંત થઇ ગયું છે, ત્યારે પણ પૂરેપૂરી મેહેર તેણી મેળવશે. તેવીજ રીતે જો કોઇ હીજડાએ ( નપુંસકે ) નિકાહ કરી લીધો ફરી એકાંતવાસમાં ભેગા થયા પછી તલાક દઇ દીધી ત્યારે પણ પૂરેપૂરી મેહેર તેણીને મલશે.

૬ મસઅલો. ધણી ધણિયાણી એકાંતમાં રહ્યા પણ છોકરી એટલી નાની ઉમરની છે કે સોહબત કરવાને લાયક નથી. અથવા છોકરો એવો નાનો છે કે સોહબત કરી શકતો નથી, તો એ એકાંતથી પણ પૂરેપૂરી મેહેર વાજેબ થાય નહિ.

૭ મસઅલો. જો નિકાહની વખતે મેહેર વિષે તદ્દન કંઈ વાતચીત થઇજ નથી કે કેટલી છે. અથવા એવી શરતે નિકાહ કીધો કે વગર મેહેરે નિકાહ કરૂં છું; મેહેર કંઇ પણ હું દઇશ નહિ. ફરી બેઉમાંથી કોઇ મરી ગયું, અથવા એવી એકાંતમાં ભેગાં મળ્યાં કે જે એકાંત શરીઅતમાં માતબર ગણાયલી છે. ત્યારે પણ મેહેર આપવામાં આવશે. અને એવી હાલતમાં મેહેરે મિસલ દેવી પડશે. અને જો મઝકૂર હાલતમાં તેવી ( માતબર ) એકાંત પેહલાં ધણીએ તલાક દઇ દીધી તો મેહેર લેવાને તેણી હક્ક ધરાવતી નથી. પણ ફકત એક જોડું લુગડાંનું તેણીને મળશે. અને એ જોડું આપવું મરદપર વાજેબછે. નહિ દેશે તો ગુનેહગાર થશે.

૮ મસઅલો. લુગડાંના જોડામાં માત્ર ચાર કપડાં મરદપર વાજેબ છે એક કુરતો, એક માથાબાંધણું, એટલે ઓઢણી, એક ઇજાર અથવા એક સાડી જે ચીજનો ( તે દેશમાં ) રિવાજ હોય, એક મોટી ચાદર કે જેને માથાથી પગ સુધી વિંટાળી શકે. એના સિવાય બીજું કોઇ લુગડું વાજેબ નથી.

૯ મસઅલો મરદની જેવી તાકાત હોય તેવાં લુગડાં દેવાં જોઇએ. જો સાધારણ ગરીબ માણસ હોય તો સુતરાઉ લુગડાં, અને જો બહુ ગરીબ તો નથી પણ બહુ પૈસાદાર પણ નથી તો સુતર અને રેશમ ભેળીને વણેલા કપડાના લુગડાં, અને જો ઘણોજ દોલતવાન હોય તો સારાં ઉમદા લુગડાં દેવાં જોઇએ. પણ દરેક હાલતમાં એ વાતનું ધ્યાન રાખે કે એ જોડાની કીંમત મેહેરે મિસલની અર્ધી રકમથી વધી નહિ જાય. અને એક રૂપીયો છ આના એટલે એક રૂપીયો અને એક પાવલી અને એક બે આની ભાર ચાંદીની જે કિંમત થાય તેના કરતાં ઓછી કીંમતનું પણ હોવું જોઇએ નહિ. એટલા ઘણા ભારી લુગડાં કે જેઓની કીંમત અર્ધી મેહેરે મિસલ કરતાં વધી જાય મરદપર વાજેબ નથી. જો તે પોતાની ખુશીથી બહુ કીંમતી, એ કરતાં વધારે ભારી લુગડાં દઇ દીએ તો જુદી વાત છે.

૧૦ મસઅલો. નિકાહની વખતે તો કંઇ મેહેરે મુકર્રર કરવામાં આવી નહિ. પણ નિકાહ પછી ધણી ધણિયાણીએ પોત પોતાની રાજી ખુશીથી કંઈ મુકર્રર કરી લીધું તો હવે મેહેરે મિસલ અપાવવામાં આવશે નહિ. પણ બન્નેએ પોતાની ખુશીથી જે કંઇ ઠેરવી લીધું હોય તેજ દેવાડવામાં આવશે. પણ જો [ ઉપર બયાન થઈ ગયું ] તેવું એકાંત થાય તે પહેલાંજ જો તલાક મળી ગઇ તો એવી હાલતમાં મેહેર મેળવવાને તેણી હકદાર નથી પણ માત્ર ઉપર બયાન થયું તેજ એક જોડ લુગડાં તેણીને મળશે

૧૧ મસઅલો. સો અથવા હઝાર રૂપીયા પોતાની ગુંજાશ મુજબ મેહેર મુકર્રર કીધી. પછી ધણીએ પોતાની ખુશીથી કંઇ મેહેરમાં વધારી દીધું અને કહ્યું કે હું સોને ઠેકાણે દોડસો દઇશ. તો જેટલા રૂપીઆ વધારે દેવાના કહ્યા છે તેપણ (મેહેરમાં દેવા) વાજેબ થઇ ગયા. નહિ દેશેનો ગુનેહગાર થશે અને ( ઉપર લખ્યો છે ) તેવો એકાંત થાય તે પેહલાં જો તલાક મળી ગઇ તો જેટલી અસલ મેહેર હતી તેનોજ અર્ધા ભાગ દેવામાં આવશે. પછીથી જેટલી મેહેર વધારી હતી તે ગણવામાં આવશે નહિ. તેવીજ રીતે ઓરતે પોતાની રાજીખુશીથી જો થોડી મેહેર માફ કરી દીધી તો જેટલી મેહેર માફ કીધી હોય તેટલી માફ થઇ ગઈ, અને જો પૂરી મેહેર માફ કીધી હોય તો પૂરી માફ થઇ ગઇ. હવે તેણી પોત્તાની મેહેર મેળવવાને હકદાર નથી.

૧૨ મસઅલો. જો ધણીએ દબાણુ કરીને, ધમકી આપીને અથવા હેરાન કરીને મેહેર માફ કરાવી લીધી. તો એવી રીતે માફ કરાવવાથી મેહેર માફ થશે નહિ હજી પણુ તેના પર મેહેર અદા કરવી વાજેબ છે.

૧૩ મસઅલો. મેહેરમાં રૂપીયા કે સોનું ચાંદી કંઇ મુકર્રર નહિ કીધું પણુ કોઇ ગામ કે બગીચો, અથવા કોઇ જમીન મુકર્રર થઇ તો એ પણુ દુરસ્ત છે જે બગીચો [ કે જમીન કે ગામ ) મુકર્રર કીધો હોય તેજ દેવું પડશે.

૧૪ મસઅલો. મેહેરમાં કોઇ ઘોડો કે હાથી કે જનાવર મુકર્રર કીધું. પણુ એ મુકર્રર નહિ કીધું કે ફલાણો ઘોડો દઇશ. એ પણુ દુરસ્ત છે. એક દરમીયાની ઘોડો જે બહુ કીમતી પણુ ન હોય તેમજ બહુજ હલકી કીમતનો પણુ નહિ હોય તેવો દેવો જોઇએ. અથવા તેની કીંમત દઇ દીએ. પણુ જો ફકત એટલુંજ કહ્યું કે એક જનાવર દઇશ. અને એમ નહિ જણાવ્યું કે કયું જનાવર દઇશ તો એ મેહેર મુકર્રર કરવી ખરી ઠરી નહિ મેહેરે મિસલ દેવી પડશે.

૧૫ મસઅલો. કોઇએ ગેરકાયદે નિકાહ કીધા હતા તેથી કરીને ધણી ધણિઆણીમાં વિયોગ (જુદાઇ) કરવામાં આવ્યો. જેમકે કોઇએ છુપી રીતે પોતાના નિકાહ કરી લીધા બે ગવાહોની રૂબરૂમાં નહિ કીધા. અથવા બે ગવાહો તો હતા પણુ બેહરા હતા. તેઓએ જે શબ્દોથી નિકાહ બંધાય છે તે શબ્દો સાંભળ્યા નહિ. અથવા કાઈ (ઓરત)ના ધણીએ તલાક દઇ દીધી હતી, અથવા મરી ગયો હતો, અને હજી ઇદ્દત પૂરી નહિ થવા પામી અને તેણીએ બીજા નિકાહ કીધા. અથવા એવીજ કોઇ બીજી ગેરકાયદે વાત બની. તેથી કરીને બંનેમાં જુદાઇ કરાવવામાં આવી. પણુ હજી મરદે સોહબત કીધી નથી તો કંઇ પણુ મેહેર મળશે નહીં. એટલુંજ નહિ પણુ જો ( ઉપર બયાન થઇ ગયું ) તેવું એકાંત વાસ થઇ ગયું હોય ત્યારે પણુ મેહેર મળશે નહિ. પણુ જો સોહબત કરી ચુકયો હોય તો મેહેરે મિસલ આપવામાં આવશે. પણુ જો નિકાહની વખતે કંઇ મેહેર ઠેરવવામાં આવી હતી, અને મેહેરે મિસલ તેના કરતાં વધારે છે, તો તેજ ઠેરવેલી મેહેર મળશે; મેહેરે મિસલ મળશે નહિ.

૧૬ મસઅલો. કોઇએ પોતાની ઓરત સમજીને કોઈ પારકી ઓરત સાથે સોહબત કરી લીધી. તો તેણીને પણુ મેહેરે મિસલ દેવી પડશે. અને એ સોહબતને ઝિના કહેશું નહિ. અને કંઇ ગુનો પણુ થશે નહિ. એટલુંજ નહિ પણુ ગર્ભ રહી ગયો તો તે છોકરાનો વંશ ઠીક છે, તેના વંશમાં કંઇ પણુ કલંક નથી. અને તે છોકરાને હરામનો કહેવો દુરસ્ત નથી. અને જ્યારે માલૂમ પડી જાય કે એ મારી ઓરત નથી તો હવે તે ઓરતથી તરત વેગળો થઇ જાય. હવે તેણીની સાથે સોહબત કરવી દુરસ્ત નથી. અને તે ઓરતને પણુ ઇદતમાં બેસવું વાજેબ છે. હવે ઇદ્દત પૂરી કીધા વગર પોતાના ધણી પાસે રહેવું અને તેણીના ધણીને તેણીની સાથે સોહબત કરવી દુરસ્ત નથી, અને ઇદ્દતનું બયાન આગળ આવશે. ઇનશા અલ્લાહો તઆલા.

૧૭ મસઅલો. જે દેશમાં પેહલીજ રાત્રે પૂરી મેહેર દઇ દેવાનો રિવાજ હોય ત્યાં પેહલેજ દહાડે આખી મેહેર લઈ લેવાનો ઓરતને અખત્યાર છે. જો પેહલે દહાડે તેણીએ માંગણી નહિ કીધી, તો જ્યારે માંગે ત્યારે દેવું મરદ પર વાજેબ છે, વાર લગાડી શકતો નથી.

૧૮ મસઅલો. હિંદુસ્થાનમાં દસ્તુર છે કે મેહેરનું લેણુ દેણુ તલાક પછી અથવા મ-

રવા પછી થાય છે. એટલે જ્યારે તલાક મળી જાય છે ત્યારે (ઓરત) મેહેરનો દાવો કરેછે. અથવા ધણી મરી ગયો અને કેટલેક માલ છોડી ગયો ત્યારે તે માલમાંથી ( ઓરત પોતાની મેહેરે ] લઈ લેછે. અને જો ઓરત મરી ગઇ તો તેણીના વારેસો મેહેરનો દાવો કરનારા થાય છે. અને જ્યાં સુધી ધણી ધણિઆણી સાથે રહે છે ત્યાં સુધી નહિ કોઇ (મેહેર) આપે છે અને નહિ તેણી માગે છે. તો એવી જગ્યાએ એવી રીતના સમબથી તલાક મળવા પહેલાં મેહેરનો દાવો તેણી કરી શકતી નથી. અલબત પહેલી રાત્રે જેટલી મેહેર પેહેલાંથી દેવાનો રીવાજ હોય તેટલી મેહેર પેહેલાંથી દેવી વાજેબ છે, પણ જે કોમમાં એવી ( પેહેલાંથી મેહેર દેવાની ) રીત નહિ હોય તો તે કોમપર એ હુકમ લાગુ પડશે નહિ.

૧૯ મસઅલો. જેટલી મેહેર પેહલાંથી દેવાનો રિવાજ હોય તેટલી મેહેર જો પેહલાંથી નહિ દીધી તો ઓરતને અખત્યાર છે કે જ્યાં સુધી તેટલી મેહેર નહિ પામે ત્યાં સુધી મરદને સોહબત કરવા નહિ દીએ. અને જો એક વખતે તે સોહબત કરી ચુકયો છે ત્યારે પણ અખત્યાર છે કે હવે બીજી વખતે કે ત્રીજી વખતે ( પોતાના ઉપર ) કાબુ પામવા નહિ દીએ, અને જો તેણીનો ધણી તેણીને પોતાની સાથે પરદેશ લઈ જવા માંગે તો તેટલી (મેહેર) લીધા વગર પરદેશ નહિ જાય. એવીજ રીતે જો ઓરત એવી હાલતમાં પોતાના કોઈ મહરમ (એટલે જે મરદની સાથે નિકાહ કરવા જાએઝ નથી તેવા ) સગા સાથે પરદેશ ચાલી જાય, અથવા મરદના ઘેરથી પોતાને પીએર ચાલી જાય, તો ધણી તેઓને રોકી શકતો નથી. અને જ્યારે ( અગાઉ આપવામાં આવે છે ) તેટલી મેહેર જો દઇ દેવામાં આવી તો હવે ધણીની રજાવગર કંઇ કરી શકતી નથી. તેની રજા વગર કોઈ પણ ઠેકાણે જવું આવવું જાએઝ નથી, અને ધણી જ્યાં ચાહે ત્યાં તેણીને લેઇ જાય, જવાથી નકાર કરવો (તેણીને) દુરસ્ત નથી.

૨૦ મસઅલો. મેહેરની નીયતથી ધણીએ કંઇ દીધું તો જેટલું દીધું હોય તેટલી મેહેર અદા થઇ ગઇ' દેતી વખતે ઓરતને એ વાત બતલાવવાની જરૂર નથી કે હું મેહેર દઇ રહેલો છું,

૨૧ મસઅલો. મરદે કંઇ દીધું પણ ઓરતતો કહી રહેલી છે કે એ ચીજ તમે મને એમજ દીધી, મેહેરમાં દીધી નથી, અને મરદ કહી રહેલો છે કે એ વસ્તુ મેં મેહેરમાં દીધી છે. તો મરદની વાત માતબર ગણાશે, પણ ખાવા પીવાની કંઇ ચીજ હશે તો તેને મેહેરમાં ગણીશું નહિ, અને મરદની એ વાત પર ભરોસો કરીશું નહિ.

## મેહેરે મિસલનું બયાન.

ખાનદાની મેહેર એટલે મહેરે મિસલનો અર્થ એ છે કે તે ઓરતના બાપના વંશમાં કોઇ બીજી ઓરતને જુઓ જે એ ઓરતની જેવી હોય. એટલે જો એ ઓછી ઉમરની હોય તો તે ઓરત પણ નિકાહની વખતે કમ ઉમરની હોવી જોઇએ. જો એ ઓરત ખુબસુરત હોય તો તે ઓરત પણ ખુબસુરત હોય. એનો નિકાહ પણ કુંવારી હાલતમાં થયો અને તેણીનો નિકાહ થયો ત્યારે તેણી પણ કુંવારી હતી, નિકાહની વખતે જેટલી માલદાર એ છે તેટલી માલદાર તેણી પણ હતી. જે દેશની રહેનાર એ ઓરત છે તેજ દેશની રહેનાર તેણી પણ છે, જો એ ઓરત દીનપર ચુસ્ત ચાલનારી, હોંશીયાર, સુધરેલી લખતાં વાંચતાં જાણનારી છે તો તેણી પણ તેવીજ હોય. સાર એ કે જે વખતે તેણીનો નિકાહ થયો તે વખતે મજકુર વાતોને સર-

ખાવતાં તેણી એ ઓરતના જેવીજ હતી જેનો નિકાહ હમણાં થયો. તો તેણીની જે મેહેર ઠેરવાયલી તેજ એ ઓરતની મેહેરે મિસલ છે.

૧ મસઅલો. બાપના વંશની ઓરત એટલે જેવીકે બેહેનો, ફૂઈ, પીત્રાઇ, બેહેન વિગેરે, એટલે એ ઓરતના દાદા તરફની છોકરીઓ. મેહેરે મિસલ જોતી વખતે માની મેહેર જોશું નહિ, પણ જો મા બાપના કુટુંબની છે જેમકે બાપે પોતાના કાકાની છોકરી સાથે નિકાહ કરી લીધો હતો, તો તેણીની મેહેરે મિસલ ગણાશે.

## કાફેરોના નિકાહનું બયાન.

૧ મસઅલો. કાફેર લોક પોતાના ધર્મના માતબર કાયદા મુજબ જેવી રીતથી નિકાહ કરતા હોય શરીઅત તે નિકાહને પણ માતબર ગણે છે, જો તે [કાફેર ધણી ધણિઆણી] બંને સાથે મુસલમાન થઇ જાય તો હવે ફરીથી નિકાહ પઢાવવાની કંઇ જરૂર નથી. તેજ નિકાહ હજી પણ બાકી છે.

૨ મસઅલો. જો તે ( કાફેર ધણી ધણિઆણી ) બંનેમાંથી એક મુસલમાન થઇ ગયું અને બીજું નહિ થતું તો નિકાહ તુટી ગયો હવે ધણી ધણિયાણી તરીકે સાથે રહેવું દુરસ્ત નથી.

૩ મસઅલો. જો ઓરત મુસલમાન થઇ ગઇ અને (તેણીનો) મરદ મુસલમાન થયો નહિ, તો હવે જ્યાં સુધી પૂરા ત્રણ હેઝ તેણીને આવી નહિ જાય ત્યાં સુધી બીજા મરદથી તેણીનો નિકાહ જાએઝ નથી.

## ઓરતોમાં એક સરખાપણું વાપરવાનું બયાન.

૧. મસઅલો. જે મરદની ઘણી ઓરતો હોય તો મરદપર વાજેબ છે કે સૌને બરાબર રાખે. જેટલું એક ઓરતને દીધું હોય તો બીજી પણ તે ચીજ તેટલીજ લેવાને હકદાર છે. પછી ગમે તો બંને કુંવારીઓ હોય અથવા બંને પરણેલી હોય, અથવા એક કુંવારી હોય અને બીજી પેહલાં કોઇની સાથે પરણેલી અને હવે એ માણુસ તેને પરણી લાવ્યો હોય. સૌનો એકજ હુકમ છે. જો એકની સાથે એક રાત રહ્યો તો બીજીની પાસે પણ એક રાત રહે. એકની પાસે જો બે કે ત્રણ રાત રહ્યો તો બીજીની પાસે પણ બે કે ત્રણ રાત રહે. જેટલો માલ, ઘરેણું, લુગડાં એકને દીધાં, તેટલોજ માલ ઘરેણાં લુગડાંનો બીજી ઓરત પણ દાવો કરી શકે છે.

૨ મસઅલો. જેણીનો નિકાહ હાલ તરત થયો હોય અને જેણી પુરાની ઓરત હોય બનેનો હક બરાબર છે, કંઇ ફરક નથી.

૩ મસઅલો. સરખાપણું માત્ર રાતના રહેવામાં છે. દિવસે પાસે રહેવામાં સરખાપણું જરૂરી નથી. જો દહાડે એક ઓરત પાસે વધારે વાર રહ્યો અને બીજી ઓરત સાથે ઓછી વાર રહ્યો તો કંઇ હરકત નથી, અને રાતની વખતે બરાબરી વાજેબ છે. જો એકની પાસે મગરીબ પછીજ આવી ગયો અને બીજી પાસે એશા પછી આવ્યો તો ગુનોહ થશે. અલબત જે માણુસ રાત્રે નોકરી કરતો હોય અને દિવસે ઘરમાં રહેતો હોય જેમ કે ચોકીદાર પેહેરેગીર, તેવા મરદને વાસ્તે દિવસે સરખાપણું રાખવાનો હુકમ છે.

૪ મસઅલો. સોહબત કરવામાં બરાબરી કરવી વાજેબ નથી, એટલે જો એક ઓરતની વારીમાં તેણી સાથે સોહબત કીધી હોય તો બીજી ઓરતની વારીમાં બીજી સાથે પણ સોહબત કરવીજ જોઇએ એ જરૂરી નથી.

૫ મસઅલો. મરદ બીમાર હોય કે તંદુરસ્ત હોય દરેક હાલતમાં ( ઓરતો સાથે ) રહેવામાં સરખાપણું રાખે.

૬ મસઅલો. જો એક ઓરતની સાથે વધારે મોહબ્બત હોય અને બીજી સાથે ઓછી મોહબ્બત હોય તો એમાં કંઇ ગુનોહ નથી, કેમકે દિલ પોતાના અખત્યારમાં હોતું નથી.

૭ મસઅલો. સફરમાં જતી વખતે (ઓરતોમાં) બરાબરી રાખવી વાજેબ નથી. જેને જોઇએ તેણીને સાથે લઈ જાય, અને વધારે સારૂં તો એ છે કે (લીલી સુખી અથવા પાંસા નાંખીને ચીઠ્ઠી નાખીને) નામ કઢાવી લીએ, જેનું નામ નીકળે તેણીને સાથે લઇ જાય જેથી કોઇ પોતાના મનમાં નારાજ થાય નહિ.

## ધાવવું અને ધવડાવવાનું બયાન.

૧ મસઅલો. જ્યારે બચ્ચું પેદા થાય ત્યારે માને વાજેબ છે કે તેને ધવડાવે, પણ જો બાપ માલદાર હોય અને કોઇ દાયણને ઢુંઢી શકે તો દૂધ નહિ ધવડાવવામાં કંઇ ગુનોહ પણ નથી.

૨ મસઅલો. પોતાના ધણીની રજા લીધા વિના કોઇ બીજાના બચ્ચાને ધવડાવવું જાએઝ નથી, અલબત્ત જો કોઇ બચ્ચું (દૂધ વિના) ભૂખથી બેચેન હોય અને તેની હલાક થઇ જવાની બીક હોય તો એવે વખતે વગર રજાએ ધવડાવવું પણ દુરસ્ત છે.

૩ મસઅલો. વધારેમાં વધારે દૂધ પીવડાવવાની મુદ્દત બે વરસ છે. બે વરસ પછી દૂધ પીવડાવવું હરામ છે. તદ્દન દુરસ્ત નથી.

૪ મસઅલો. જો બચ્ચું કંઇ ખાવાપીવા લાગ્યું અને તેથી કરીને બે વરસ પૂરા થાય તે અગાઉ દૂધ છોડાવી દીધું ત્યારે પણ કંઈ હરકત નથી.

૫ મસઅલો. જ્યારે બચ્ચું કોઇ બીજી ઓરતનું દૂધ પીએ તો, તે ઓરત તે બચ્ચાની મા થઇ ગઇ. અને તે (ધવડાવનારી) દાયણનો ધણી જેના બચ્ચાનું એ દૂધ છે, એ બચ્ચાનો બાપ થઇ ગયો. અને તેની ઓલાદ એ બચ્ચાના દૂધ ભાઇ અને દૂધ બેહેન થયાં. અને (તેઓ સાથે) નિકાહ હરામ થઇ ગયો. અને જે જે તરેહનું સગપણ વંશના સંબંધથી (નિકાહની બાબતમાં) હરામ છે તેજ સગપણ દૂધના સંબંધથી પણ હરામ થઇ જાય છે. પણ ઘણા આલેમોના ફતવાઓમાં એ હુકમ ત્યારેજ છે કે બચ્ચાએ બે વરસની (ઉમરનો થાય તે) અંદરજ દૂધ પીધું હોય. જો બચ્ચું બે વરસનુ થઇ ગયું તે પછી કોઈ સ્ત્રીનું દૂધ પીધું તો એવી રીતે ધાવવું કંઇ ગણત્રીનું નથી. નહિ તે ધવડાવનારી મા બની અને નહિ તેણીની ઓલાદ તે બચ્ચાનાં દૂધભાઇ અને દૂધબેહેન બન્યાં. તેથી કરીને જો તેઓમાં એક બીજા સાથે નિકાહ કરી દેવામાં આવે તો દુરસ્ત છે. પણ હઝરત ઇમામ અઅઝમ [રદી] જે બહુજ મોટા ઇમામ છે તેવણ ફરમાવે છે કે, જો અઢી વરસની (બચ્ચાની ઉમર થાય તે) દરમ્યાનમાં પણ જો ધાવ્યું હોય તો પણ નિકાહ દુરસ્ત નથી. હા જો અઢી વર્ષ પછી ધાવ્યું હોય તો તેનું ધાવવું કંઇ પણ ગણતરીનું નથી. લેશપણુ રોકાણ વગર સૌ આલેમોની આગળ નિકાહ દુરસ્ત છે.

૬ મસઅલો. જ્યારે બચ્ચાના ગળામાં દૂધ ઉતરી ગયું ત્યારે સૌ તરેહના સગપણ જે અમે ઉપર લખી ગયા છીએ તે હરામ થઇ ગયાં. પછી ગમેતો થોડું દૂધ ગળામાં ઉતર્યું હોય અથવા વધારે, એ કોઇ પણ વાત ગણત્રીની નથી.

૭ મસઅલો. જો બચ્ચું છાતીથી ધાવ્યું નહિ પણ તેણીએ પોતાનું દૂધ કાઢી તે બચ્ચાના ગળામાં નાંખી દીધું તો એથી કરીને પણ તે સૌ તરેહનાં સગાં હરામ થઈ ગયાં. એવીજ રીતે જો બચ્ચાના નાકમાં દૂધ નાંખી દીધું ત્યારે પણ ઉપર જણાવેલા સગાં

(નિકાહને વાસ્તે) હરામ થઈ ગયાં. અને જો કાનમાં દુધ ટપકાવ્યું તો એની કંઇ હરકત નથી.

૮ મસઅલો. જો ઓરતનું દુધ પાણીમાં અથવા કોઈ દવામાં મેળવીને બચ્ચાને પીવડાવ્યું ત્યારે જુઓ કે દુધ વધારે છે કે પાણી અથવા બંને બરાબર છે. જો દુધ વધારે હોય અથવા (પાણી અને દુધ) બંને બરાબર હોય તો (જે ઓરતનું તે દુધ છે) તેણી મા થઇ ગઇ અને સૌ તરહના સગાં નિકાહ વાસ્તે હરામ થઇ ગયાં, અને જો પાણી કે દવા વધારે છે તો એની કંઇ હરકત નથી, તે ઓરત મા બની નથી.

૯ મસઅલો. ઓરતનું દુધ બકરી અથવા ગાયના દુધમાં ભેળાઇ ગયું અને બચ્ચાએ ખાઇ લીધું. ત્યારે જુઓ કે વધારે કયું દુધ છે, જો ઓરતનું દુધ વધારે હોય અથવા (ગાય કે બકરીનું દુધ અને ઓરતનું દુધ) બંને બરાબર હોય તો સૌ સગાં (નિકાહને વાસ્તે) હરામ થઇ ગયાં. અને જે ઓરતનું દુધ છે (તે ઓરતનું) એ બચ્ચું તેની ઓલાદ બની ગયું. અને જો ગાય કે બકરીનું વધારે છે તો એની કંઇ હરકત નથી. એમ સમજાશે કે જાણે તે બચ્ચાએ (તે ઓરતનું દુધ) પીધુંજ નથી.

૧૦ મસઅલો. જો કોઇ કુંવારી છોકરીને દુધ ઉતરી આવ્યું અને તે દુધને કોઇ બચ્ચાએ પી લીધું તો એથી પણ સૌ તરેહનાં સગાં હરામ થઇ ગયાં.

૧૧ મસઅલો. મરી ગએલી ઓરતનું દુધ દોહીને કોઇ બચ્ચાને પીવડાવી દીધું તો તેથી પણ સૌ તરેહના સગાં હરામ થઇ ગયાં.

૧૨ મસઅલો. બે બચ્ચાંઓએ એક બકરી અથવા એકજ ગાયનું દુધ પીધું તો તેથી કંઇ થતું નથી, તેઓ (દુધ) ભાઇ બેહેન થયાં નહિ.

૧૩ મસઅલો. જવાન મરદે પોતાની ઓરતનું દુધ પી લીધું તો (તેથી તે ઓરત તે મરદપર) હરામ નહિ થઇ. અલબત બહુ મોટો ગુનોહ થયો. કેમકે બે વરસની ઉમર થાય તે પછી (કોઈ ઓરતનું) દુધ બીલકુલ હરામ છે.

૧૪ મસઅલો. એક છોકરો અને એક છોકરી છે બંનેએ એકજ ઓરતનું દુધ પીધું છે. તો તેઓમાં નિકાહ થઇ શકતા નથી. ગમે તો એકજ ઉમરનાં તેઓ હતાં તે વખતે પીધું હોય અથવા એકે પેહલાં અને બીજાએ કેટલાક વરસ પછી પીધું હોય બંનેનો એકજ હુકમ છે.

૧૫ મસઅલો. એક છોકરીએ ઇબરાહીમ (નામના અમુક માણસ)ની ઓરતનું દુધ પીધું છે તો તે છોકરીનો નિકાહ ઇબિરાહીમ સાથે પણ થઇ શકતો નથી. તેમજ ઇબરાહીમના બાપ કે દાદા સાથે તેમજ ઇબિરાહીમની ઓલાદ સાથે પણ થઇ શકતો નથી. એટલુંજ નહિ પણ ઇબરાહીમની બીજી ઓરતથી જે ઓલાદ હોય તેઓમાંથી કોઇની સાથે પણ થઈ શકતો નથી.

૧૬ મસઅલો. (ધારોકે એક અમુક બચ્ચા) અબ્બાસે ખદીજા (નામની એક અમુક ઓરત)નું દુધ પીધું. અને ખદીજાના ધણી અહમદની એક બીજી ઓરત ઝેનબ નામની હતી જેને (અહમદ તરફથી) તલાક મળી ચુકી છે. તો હવે ઝેનબ પણ અબ્બાસ સાથે નિકાહ કરી શકતી નથી. કેમકે અબ્બાસ તો ઝેનબના ધણીની ઓલાદ છે. અને ધણીની ઓલાદ સાથે નિકાહ દુરસ્ત નથી. તેવીજ રીતે જો અબ્બાસ પોતાની ઓરતને છોડી દીએ (તલાક દઇ દીએ) તો તે ઓરત અહમદ સાથે નિકાહ કરી શકતી નથી. કેમકે તે તેણીનો સસરો છે. અને અહમદની બેહેન સાથે અબ્બાસના નિકાહ થઇ

શકશે નહિ. કેમકે એ બંને ફૂઇ ભત્રીજા થાય છે. પછી ગમે તો તેણી અહમદની સગી બેહેન થતી હોય અથવા દુધબેહેન હોય, બંનેનો એકજ હુકમ છે. પણ અબ્બાસની બેહેન સાથે અહમદ નિકાહ કરી શકે છે.

૧૭ મસઅલો. અબ્બાસની એક બેહેન (ધારોકે) મરયમ નામની છે, મરયમે એક ઓરતનું દુધ પીધું પણ અબ્બાસે તે ઓરત (જેકે મરયમની દાયણ છે અથવા કોઇ પારકા માણુસની ઓરત છે તેણી)નું દુધ નહિ પીધું તો તેણી (એટલે મરયમને ધવાડનારી ઓરત)નો નિકાહ અબ્બાસ સાથે થઇ શકેછે.

૧૮ મસઅલો. અબ્બાસના છોકરાએ ફાતમા [નામની ઓરત]નું દુધ પીધું. તો ફાતમાના નિકાહ અબ્બાસ સાથે થઈ શકે છે.

૧૯ મસઅલો. અહમદ અને સુલેમાન બે ભાઇ છે. અને સુલેમાનને એક દુધબેહેન છે તો અહમદ જોડે તેના નિકાહ થઈ શકે છે. પણ સુલેમાન જોડે થઇ શકશે નહિ. એવા મસઅલાઓને ઘણી સારી રીતે સમજી લીઓ. એવી તરેહના મસઅલા મુશકેલ હોયછે એમાં સમજણ ઓછી પડે છે. તેથી કરીને અમે વધારે મસઅલા લખતા નથી. જ્યારે એવી કોઇ જરૂર પડે ત્યારે કોઈ સારા જાણીતા મોટા આલેમથી[1] પુછી સમજી લેવું જોઈએ.

૨૦ મસઅલો. કોઇ મરદનો કોઇ ઓરત સાથે લગ્ન સંબંધ જોડાયો. પછી એક ઓરત આવી અને તેણીએ કહ્યું કે મેંતો એ બંને (ધણી ધણિઆણી)ને ધવડાવ્યાં છે. અને એ ઓરત સિવાય બીજું કોઇ માણુસ એ ધવાડવાનું કહેતું નથી. તો માત્ર તે ઓરતનાજ કહેવાથી દુધનું સગપણ સાબેત થતું નહિ. તે બંને [ધણી ધણિઆણી]ના નિકાહ દુરસ્ત છે, પણ જ્યારે બે માતબર અને દીનચુસ્ત મરદો અથવા એક દીનચુસ્ત મરદ અને બે દીનદાર ઓરતો ધવડાવવાની ગવાહી દીએ ત્યારે તે (દુધના) સગપણની સાબેતી થશે. હવે અલબત નિકાહ હરામ થઇ ગયો. એવી શાહેદી વગર (દુધ ધાવવું) સાબેત થશે નહિ. પણ જો ફકત એકજ મરદ અથવા એકજ ઓરતના કહેવાથી અથવા બે ત્રણ ઓરતોના કહેવાથી (પોતાનું) મન શાહેદી દીએ કે એણી સાચું કહેતી હશે, નકકી એમજ થયું હશે તો એવા વખતે નિકાહ કરવા નહિ જોઇએ, કેમકે જાણી જોઇને શકમાં પડવું એ શું ફાયદાનું ? અને જો કોઈએ (એવા શક પડતે ઠેકાણે નિકાહ) કરી પણ લીધા તો હરકત નથી નિકાહ થઇ ગયા.

૨૧ મસઅલો. ઓરતનું દુધ કોઈ પણ દવામાં નાખવું જાએઝ નથી. અને જો નાંખી દીધું ત્યારે હવે તે (દવા)નું ખાવું કે લગાડવું દુરસ્ત નથી, હરામ છે. તેવીજ રીતે દવાની રૂએ આંખમાં કે કાનમાં (ઓરતનું) દુધ નાંખવું પણ જાએઝ નથી. મતલબ એકે માણુસના દુધથી કોઇપણ ફાયદો હાંસલ કરવો અને તેને વાપરવું દુરસ્ત નથી.

## તલાકનું બયાન.

૧ મસઅલો. ધણી જુવાન થઈ ચુકયો હોય, અને ગાંડો પગલો નહોય, તે જો તલાક દીએ તો તલાક થઇ જશે. અને જે છોકરો હજી જુવાન થયો નથી, અને જે માણુસ ગાંડો પગલો હોય કે જેની અકકલ ઠેકાણે નથી, એ બંનેમાંથી કોઈ જો તલાક દેશે તો તલાક થશે નહિ.

---

[1] મોટા આલેમનું એટલા માટે કહ્યું કે તેઓજ એ કામને લાયક હોય છે. વાઈજો અને પીરજાદા ઘણું કરીને જાહેલ હોય છે, છતાં જો તેઓને કોઇ મસલો પૂછે તો નહીં આવડવાનો ઈકરાર કરતા નથી, ફરી મન પર આવે તેમ ઠોકે છે પોતે ગુમરાહ થઈ બીજાને ગુમરાહ કરે છે. જેથી ગામડાંવાળાઓને ઘણું નુકસાન થાય છે. ગુ. મો.

૨ મસઅલો. સૂતેલા માણુસને મોઢે નીકલ્યું કે તને તલાક છે. અથવા તેણે કહી દીધું કે મારી ઓરતને તલાક, તો એવી રીતે (ઊંઘમાં) બબડવાથી તલાક થશે નહિ

૩ મસઅલો. કોઇએ જોરજુલમથી કોઇથી તલાક દેવડાવી. બહુજ મારધાડ કીધી ધમકી દીધી કે તલાક દઇ દે નહિતો તને મારી નાંખીશ. તેથી નાચાર થઇને તેણે તલાક દીધી. ત્યારે પણ તલાક થઇ ગઈ.

૪ મસઅલો. કોઇએ શરાબ વિગેરેના નિશામાં પોતાની ઓરતને તલાક દઇ દીધી. જ્યારે ભાન આવ્યું ત્યારે પસ્તાયો ત્યારે પણ તલાક થઇ ગઇ. એવીજ રીતે ગુસ્સામાં તલાક દેવાથી પણ તલાક થઇ જાયછે.

૫ મસઅલો. ધણી સિવાય બીજા કોઇને તલાક દેવાની સત્તા નથી. અલબત જો ધણી એમ કહી દીએ કે તું તેણીને તલાક દઈ દે તો ( જે માણુસને ધણીએ એમ કહ્યું હોય) તે માણુસ પણ (તેના ઓરતને તલાક) દઇ શકે છે.

## તલાક દેવાનું બયાન.

૧ મસઅલો. તલાક દેવાનો અખત્યાર ફકત મરદને છે. જ્યારે મરદે તલાક દીધી તો તલાક થઇ ગઇ. ઓરતનું એમાં કંઇ ચાલતું નથી. ગમે તો તેણી તલાકને મંજુર રાખે અને ગમે તો નહીં રાખે. દરેક રીતે તલાક થઇ ગઇ. અને ઓરત પોતાના ધણીને તલાક દઇ શકતી નથી.

૨ મસઅલો. મરદને ફકત ત્રણ તલાક દેવાનો અખત્યાર છે. એથી વધારેનો અખત્યાર નથી. તેથી કરીને જો ચાર કે પાંચ તલાક દીધી ત્યારે પણ ત્રણજ તલાકો થઇ.

૩ મસઅલો. જ્યારે ધણીએ પોતાને મોઢે કહી દીધું કે મેં મારી ઓરતને તલાક દીધી. માત્ર એટલુંજ કહેવાથી તલાક થઇ ગઈ, ગમે તો કોઇ માણુસની રૂબરૂમાં કહે અથવા ગમેતો એકાંતમાં કહે, અને ગમેતો તે ઓરત સાંભળે અથવા નહિ સાંભળે દરેક હાલતમાં તલાક થઇ ગઇ.

૪ મસઅલો. તલાક ત્રણ તરેહની છે. એકતો એવી કે, જેમાં નિકાહ તદન તુટી જાયછે. હવે નિકાહ કીધાવગર તે મરદ પાસે રહેવું જાએઝ નથી. જો ફરીથી તેજ ધણી ( જેણે તલાક દીધી હોય તેની ) પાસે રહેવા ચાહતી હોય અને તે ધણી પણ તેણીને રાખવા રાજી હોય તો ફરીથી નિકાહ કરવા પડશે. એવી તલાકને બાએન તલાક કહે છે. બીજી તલાક એવી હોયછે કે જેમાં નિકાહ એવી રીતે તુટી જાયછે કે જો બીજી વાર નિકાહ કરવા બંને ચાહે તો (ઓરતને) કોઇ બીજા મરદ સાથે પહેલાં નિકાહ કરવા પડશે. અને જ્યારે તે બીજા મરદ પાસેથી તલાક મળી જાય ત્યારે ઇદત પૂરી થયા પછી તે આગલા ધણી સાથે નિકાહ થઇ શકશે. એવી તલાકને મોગલ્લઝા (તલાક) કહે છે. ત્રીજી તરેહની તલાક એવી થાયછે કે નિકાહ હજી તુટયા નથી. ખુલ્લા શબ્દોમાં એક કે બે તલાક દીધા પછી જો મરદને પસ્તાવો થયો તો ફરીથી નિકાહ કરવાની જરૂર નથી. નિકાહ કિધા વગર પણ તેણીને રાખી શકે છે. પછી ધણી ધણિઆણી પ્રમાણે રહેવા લાગે તો દુરસ્ત છે. અલબત જો ધણી તલાક દઇને તેજ વાતપર કાયમ રહ્યો અને તે વાતથી ફર્યો નહિ. તો જ્યારે તલાકની ઇદત ગુજરી જશે ત્યારે નિકાહ પણ તુટી જશે. અને ઓરતથી જુદાઇ થઇ જશે. અને જ્યાં સુધી ઇદત નહિ ગુજરે ત્યાં સુધી ( ઓરતને ) રાખવી કે નહિ રાખવી બંને વાતનો મરદને અખત્યાર છે, એવી તલાકને રજઇ તલાક કહે છે. અલબત જો ત્રણ તલાકો દઇ દીધા તો હવે (તે ઓરતને રાખવાનો ધણીને) અખત્યાર નથી.

૫ મસઅલો. તલાક દેવાની બે રીત છે. એકતો એકે, ખુલ્લા શબ્દોમાં કહી દીધું કે મેં તને તલાક દીધી અથવા એમ કહ્યું કે, મેં મારી ઓરતને તલાક દીધી. સાર એ કે, એવી સાફ વાત કહી દીધી કે જેના તલાક દેવા વગર બીજો કંઇ અર્થ થઇ શકતો નથી. એવી તલાકને સરીહ કહેછે, બીજી રીત એ કે ખુલ્લે. ખુલ્લા શબ્દો નહિ બોલે પણ ભરમ ભરેલા એવા શબ્દો કહે જે શબ્દોનો અર્થ તલાકનો પણ થઇ શકતો હોય, અને તલાક સિવાય બીજો અર્થ પણ નીકળી શકે. જેમકે કોઇ માણસ પોતાની ઓરતને કહે કે, મેં તને છોડી દીધી તો એના એક અર્થ તો એ થયા કે મેં તને તલાક દઇ દીધી. બીજી મતલબ એ નિકળી શકે છે કે મેં તને તલાક તો નહિ દીધી પણ તને હવે હું મારી પાસે રાખીશ નહિ. હમેશ પોતાના પીઅરમાં પડેલી રહે. તારી ખબર લઇશ નહિ. અથવા એમ કહે કે "મારી સાથે તને કંઇ લેવું દેવું નથી અને તારી સાથે કંઇ મતલબ નથી. તુ મારાથી જુદી થઇ ગઇ. મેં તને જુદી કરી દીધી. મારા ઘરથી ચાલી જા, નિકળી જા. ચાલ દુર થા. પોતાના માબાપને ઘર જઇને બેસ, પોતાને ઘેર જા, મારો તારો બનાવ થશે નહિ," એવીજ તરેહના બીજા શબ્દો કે જેમાં બંને મતલબો નિકળી શકતી હોય એવી તલાકને કિનાયા કહેછે.

## સરીહ તલાકનું બયાન.

૧ મસઅલો, જો ખુલ્લે ખુલ્લા શબ્દોમાં તલાક દીધી તો જીભથી નિકળતાંની સાથેજ તલાક થઇ ગઈ. પછી નેયત તલાક દેવાની હોય અથવા નહિ હોય, એટલુંજ નહિ પણ મશકરી ઠઠામાં કહી દીધું હોય, દરેક રીતે તલાક થઇ ગઇ. અને ખુલ્લા શબ્દોમાં તલાક દેવાથી (ઉપર લખેલી) ત્રીજી તરેહની તલાક થઇ જાય છે. એટલે ઇદ્દત પૂરી થાય તે પહેલાં તેણીને રાખવાનો અથવા નહિ રાખવાનો અખત્યાર છે. અને એક વખત તલાક કહેવાથી એકજ તલાક પડશે, બે ત્રણ તલાક પડશે નહિ. અલબત જો ત્રણ વખત કહે અથવા એમ કહે કે તને ત્રણ તલાકો દીધી ત્યારે ત્રણ તલાક થશે.

૨ મસઅલો. કોઇએ એક તલાક દીધી તો જ્યાં સુધી ઓરત ઇદ્દતમાં રહે ત્યાં સુધી બીજી તલાક અને ત્રીજી તલાક દેવાનો અખત્યાર રહે છે, જો (બે કે ત્રણ તલાક) દેશે તો (તલાકો) થઇ જશે.

૩ મસઅલો. કોઇએ એમ કહ્યું કે તને તલાક દઇ દઇશ તો તેથી કરીને તલાક થઇ નહીં. એવીજ રીતે જો કોઇ વાતમાં એમ કહ્યું કે જો તું ફલાણું કામ કરશે તો તલાક દઈ દઇશ. ત્યારે પણ તલાક થઈ નહિ. પછી ગમેતો તે કામ કરે ગમેતો નહિ કરે. પણ જો એમ કહે કે જો ફલાણું કામ કરશે તો (તને) તલાક છે, તો તે કામ કરવાથી તલાક થઈ જશે.

૪ મસઅલો. કોઇએ તલાક દઇને તેની સાથેજ "ઇનશાઅલ્લાહ" પણ કહી દીધું તો તલાક થઇ નહિ. તેવીજ રીતે જો એમ કહ્યું કે "જો ખોદા ચાહે તો તને તલાક છે" એમ કહેવાથી પણ કોઇ તરેહની તલાક લાગુ પડતી નથી. અલબત જો તલાક દઇને જરા થોભ્યો ફરી ઇનશાઅલ્લાહ કહ્યું તો તલાક થઇ ગઈ.

૫ મસઅલો. કોઈએ પોતાની ઓરતને તલાકન (એટલે તલાક દીધેલી) કરીને પોકારી અગર જો મજાક મસકરીમાં પોકાર્યું હોય તોપણ તલાક થઇ ગઇ.

૬ મસઅલો. કોઇએ (પોતાની ઓરતને કહ્યું) "જ્યારે તુ મુંબઇ જાય તો તને તલાક છે." ત્યારે જ્યાંસુધી મુંબઈ નહિ જશે ત્યાં સુધી તલાક પડશે નહિ, જ્યારે ત્યાં જશે ત્યારે તલાક થઇ જશે.

## કિનાયા તલાકનું બયાન.

૧ મસઅલો. અને જો ખુલ્લે ખુલ્લા શબ્દોમાં તલાક નહિ દીધી પણ ગોળગોળ શબ્દો કહે અને અંસારાથી તલાક દીયે તો તે શબ્દો બોલતી વખતે જો તલાકની નેયત હતી તો તલાક થઈ ગઇ. પેહલી તરેહની એટલે બાએન તલાક થઇ. હવે નિકાહ કીધા વગર તેણીને રાખી શકતો નથી, અને જો તલાકની નેયત નહોતી પણ બીજા અર્થની રૂએ કહ્યું હતું તો તલાક થઇ નહિ. અલબત જો (તેના બોલવા વિગેરેની) ઢબ ઉપરથી માલૂમ થઇ જાય કે તલાકજ દેવાની નેયત હતી પણ હવે તે જૂઠું બોલેછે તો હવે ઓરતને તેની સાથે રહેવું નહિ જોઇએ. અને એમજ સમજે કે મને તલાક મળી ગઇ. જેમકે ઓરતે ધણીને (ગુસ્સામાં) કહ્યું મારો તારો બનાવ બનશે નહિ મને તલાક દઇ દે. તેણે કહ્યું ઠીક મેં તને છોડી દીધી. આ ઠેકાણે ઓરતને એમજ સમજવું જોઇએ કે મને તલાક થઈ ગઈ.

૨ મસઅલો. કોઇએ ત્રણ વખત કહ્યું કે તને તલાક તલાક તલાક છે ત્યારે તો ત્રણ તલાક થઇ ગઇ. અથવા ગોળગોળ શબ્દોમાં ત્રણવાર કહ્યું ત્યારે પણ ત્રણ તલાક થઇ ગઇ. પણ જો નેયત એકજ તલાકની છે ફકત મજબુતીને વાસ્તે ત્રણ વખત કહી હતી કે જેથી વાત ખૂબ પાકી થઇ જાય. ત્યારે એકજ તલાક થઇ. પણ ઓરતને ધણીના મનની વાત તો ખબર નથી તેથી કરીને તેણીને તો એમજ સમજવું જોઇએ કે ત્રણ તલાકો મને મળી ગઇ.

## ધણીને ઘેર જવા પેહલાં તલાક થઇ જવાનું બયાન.

૧ મસઅલો. હજી ધણી પાસે જવા નહિ પામી એટલામાં ધણીએ તલાક દઇ દીધી અથવા ધણીને ઘેર જવું તો થયું પણ હજી ધણી ધણિઆણીમાં એવો એકાંત થયો નહિ જેવો કે શરીઅતમાં માતબર છે, જેનું બયાન મેહેરના અધ્યાયમાં આવી ચુક્યું છે. અને તેવી રીતે એકઠા થયા પેહેલાંજ તલાક દઇ દીધી તો તલાક બાએન થઇ. ખુલ્લા શબ્દોમાં દીધી હોય. અથવા ગોળગોળ શબ્દોમાં દીધી હોય એવી ઓરતને જ્યારે તલાક દેવામાં આવે છે, ત્યારે પહેલીજ તરેહની એટલે બાએન તલાક થાય છે. અને એવી ઓરતને વાસ્તે તલાકની ઇદ્દત પણ કંઇ નથી. તલાક મળતાંની સાથેજ બીજા મરદ જોડે નિકાહ કરી શકે છે. અને એવી ઓરતને તલાક દીધા પછી હવે બીજી કે ત્રીજી તલાક દેવાનો પણ અખત્યાર (મરદને) નથી. જો દેશે તો (બીજી કે ત્રીજી તલાક) થશે નહિ. અલબત જો પહેલીજ વખત એમ કહી દીએ કે "તને બે તલાક અથવા ત્રણ તલાક છે" તો જેટલી દીધી છે તેટલી થઇ જશે. અને જો એમ કહ્યું કે તને "તલાક છે તલાક છે તલાક છે." ત્યારે પણ એની ઓરતને એકજ તલાક થશે.

૨ મસઅલો. એવી (ઉપરના મસઅલામાં બયાન થયલી) ઓરતને એમ કહ્યું કે "જો તું ફલાણું કામ કરશે તો તલાક છે તલાક છે તલાક છે" અને તેણીએ તે કામ કરી લીધું તો તે કામ કરવાની સાથેજ ત્રણ તલાક થઇ ગઇ.

૩ મસઅલો. અને જો ધણીધણિઆણીમાં એકાંતવાસ થઇ ચુક્યો હોય પછી સોહબત થઇ હોય અથવા હજી નહિ થઇ હોય એવી ઓરતને ખુલ્લે ખુલ્લા શબ્દોમાં તલાક દેવાથી રજઇ તલાક થઇ જાય છે. જેમાં નિકાહ કીધા વગર પણ રાખી લેવાનો અખત્યાર રહે છે. અને ગોળગોળ શબ્દો કહેવાથી બાએન તલાક પડે છે. અને ઇદ્દતમાં પણ બેસવું

પડશે. ઇદ્દત પૂરી થયા વગર બીજા સાથે નિકાહ કરી શકતી નથી. અને ઇદ્દતની મુદ્દત દરમ્યાન તેણીનો ધણી બીજી અને ત્રીજી તલાક પણ દઇ શકે છે.

## ત્રણ તલાક દેવાનું બયાન.

૧ મસઅલો. કોઇએ પોતાની ઓરતને ત્રણ તલાક દઈ દીધી તો હવે તે ઓરત તદન તે મરદને વાસ્તે હરામ થઇ ગઇ. હવે જો (તે ઓરત સાથે) ફરીથી નિકાહ કરે ત્યારે પણ તેણીને તે મરદની સાથે રહેવું હરામ છે. અને એ નિકાહ થયો નથી. ગમેતો ત્રણ તલાકો ખુલ્લા શબ્દોમાં દીધી હોય અથવા ગોળગોળ શબ્દોમાં દીધી હોય સૌનો એકજ હુકમ છે. હવે જો તેજ મરદ સાથે રહેવા ચાહતી હોય અને નિકાહ કરવા માંગે તો તેની માત્ર એકજ રીત છે. તે એ છે કે, પેહલાં કોઇ બીજા મરદ સાથે નિકાહ કરીને સોહબત કરાવે, પછી જ્યારે તે બીજો મરદ મરી જાય અથવા તલાક દઇદીએ ત્યારે ઇદ્દત પૂરી કરીને પેહલા ધણી સાથે નિકાહ કરી શકે છે. બીજો ધણી કીધા વગર પેહલા ધણીની સાથે નિકાહ કરી શકતી નથી. જો બીજો ધણી તો કીધો પણ હજી સોહબત કરવા તે પામ્યો નહિ અને તે મરી ગયો. અથવા સોહબત કરવા પહેલાજ તલાક દઈ દીધી તો એ વાત કંઇ ગણત્રીની નથી. પહેલા ધણી સાથે ત્યારેજ નિકાહ થઇ શકે છે કે જ્યારે બીજા ધણીએ સોહબત પણ કીધી હોય. એ ( સોહબત કીધા ) વગર પહેલા ધણી સાથે નિકાહ દુરસ્ત નથી. તે ખૂબ સમજી લેશો.

૨ મસઅલો. ત્રણ તલાકો એક સાથે દઇ દીધી જેમકે એમ કહી દીધું "તને ત્રણ તલાક" અથવા એમ કહ્યું "તને તલાક છે તલાક છે તલાક છે" અથવા જુદી જુદી ત્રણ તલાકો દીધી; જેમકે એક આજે, એક કાલે અને એક પ્રમદહાડે અથવા એક આ મહિનામાં, એક બીજા મહિનામાં અને એક ત્રીજા મહિનામાં એટલે ઇદ્દતની મુદ્દત દરમ્યાન ત્રણ તલાક દીધી. સૌનો એકજ હુકમ છે. અને સાફ ખુલ્લા શબ્દોમાં તલાક દઇને ફરી રોકી રાખવાનો અખત્યાર ત્યારેજ હોય છે કે જ્યારે ત્રણ તલાકો નહિ દીધી હોય ફકત એક કે બે તલાક દીએ. જ્યારે ત્રણ તલાક દીધી ત્યારે કંઇ હવે થઈ શકતું નથી.

૩ મસઅલો. કોઇએ પોતાની ઓરતને એક તલાક રજઇ દીધી ફરી ધણી રાજી થઇ ગયો. અને તેણીને રોકી રાખી. ફરી બેચ ર વરસ પછી કોઈ વાતપર ગુસ્સે થયો ત્યારે એક રજઈ તલાક બીજી દીધી. જેમાં રોકી રાખવાનો (મરદને) અખત્યાર હોય છે. ફરી જ્યારે ગુસ્સો જતો રહ્યો તો તેણીને રોકી રાખી અને જવા દીધી નહિ એ બે તલાકો થઈ ગઇ. હવે એ પછી જો એક તલાક બીજી દઈ દેશે ત્યારે તો ત્રણ પુરી થઇ જશે. અને તેનો તેજ હુકમ થશે જે અમે હમણા બયાન કીધો; કે બીજો ધણી કીધા વિના તે મરદ સાથે નિકાહ થઇ શકતો નથી. એવીજ રીતે જો કોઇએ બાએન તલાક દીધી, જેમાં રોકી રાખવાનો અખત્યાર રહેતો નથી, નિકાહ તુટી જાયછે, ફરી પસતાવા લાગ્યો અને ધણી ધણિઆણીએ રાજી થઇને ફરીથી નિકાહ પઢાવી લીધો કેટલોક વખત પછી ગુસ્સો આવ્યો અને એક બાએન તલાક દઇ દીધી, અને ગુસ્સો ઉતરી ગયા પછી ફરી નિકાહ પઢાવી લીધો એ બે તલાકો થઇ. હવે ત્રીજી વખતે જો તલાક દેશે તો ફરી તેજ હુકમ છે કે બીજો ધણી કીધા વગર તેની સાથે નિકાહ કરી શકતી નથી.

૪ મસઅલો. જો બીજા મરદ સાથે એવી શરતથી નિકાહ થયો કે સોહબત કીધા પછી

છોડી દેશે. તો એવા કોલકરારનો કંઇ પણ ભરોસો નથી. તેને અખત્યાર છે ગમે તો છોડી દીએ અથવા નહિ છોડે, અને જ્યારે ચાહે ત્યારે છોડે. અને એવા કોલકરાર સાથે નિકાહ કરવો બહુ મોટો ગુનાહ અને હરામ છે. ખોદાતઆલાના તરફથી લાનત થાય છે. પણ નિકાહ થઈ જાય છે. ત્યારે જો એ નિકાહ પછી પાછલા ધણીએ ( જેણે એવી ખરાબ રીતે નિકાહ કીધા હતા તેણે ) સોહબત કરીને છોડી દીધી અથવા તે મરી ગયો તો આગલા ધણીને વાસ્તે તેણી હલાલ થઇ જશે.

## કોઇ શરતથી તલાક દેવાનું બયાન.

૧ મસઅલો. નિકાહ કરવા પેહલાં કોઇ ઓરતને કહ્યું કે, જો હું તારી સાથે નિકાહ કરૂં તો તને તલાક છે. તો જ્યારે તે ઓરત સાથે નિકાહ કરશે ત્યારે નિકાહ કરવાની સાથેજ બાએન તલાક થઇ જશે. હવે ફરીથી નિકાહ કીધા વગર તેણીને રાખી શકતો નથી. અને જો એમ કહ્યું હોય કે જો તારી સાથે નિકાહ કરૂં તો તને બે તલાક છે. ત્યારે બે તલાક બાએન થઇ જશે. અને જો ત્રણ તલાક કહી હતી તો ત્રણે થઇ ગઈ. અને હવે મોગલ્લઝા તલાક થઇ ગઇ.

૨ મસઅલો. નિકાહ થતાંની સાથેજ જ્યારે તેણીને તલાક થઇ ત્યારે તેણે તે ઓરત સાથેજ ફરીથી નિકાહ કરી લીધા તો હવે તે બીજા નિકાહ કરવાથી તલાક થશે નહિ. પણ જો એમ કહ્યું હોય કે જેટલી વખત તારી સાથે નિકાહ કરૂં તેટલી દરેક વખતે તને તલાક છે. ત્યારે તો જ્યારે નિકાહ કરશે ત્યારે દરેક વખતે તલાક થતી જશે. હવે એવી ઓરતને રાખવાનો કોઇ પણ રસ્તો નથી. બીજો ધણી કરીને જો ફરીથી એ ધણી સાથે નિકાહ કરશે ત્યારે પણ તલાક થઈ જશે.

૩ મસઅલો. કોઇએ કહ્યું કે જે ઓરત સાથે હું નિકાહ કરૂં તેણીને તલાક. ત્યારે જે કોઇ ઓરત સાથે નિકાહ કરશે તેણીને તલાક થઇ જશે. અલબત જો તલાક થઇ ગયા પછી જો ફરી તેજ ઓરત સાથે નિકાહ કરી લીધો તો તલાક થઇ નહિ.

૪. મસઅલો. કોઇ એવી ઓરતને કે જેની સાથે હજી નિકાહ કીધા નથી તેણીને એવી રીતે કહ્યું કે જો તું ફલાણું કામ કરશે તો તલાક છે. એમ કહેવું કંઈ પણ ગણત્રીનું નથી. જો તેણીની સાથે નિકાહ કરી લીધા અને નિકાહ થયા પછી તેણીએ તેજ કામ કીધું ત્યારે પણ તલાક થઇ નહીં. કેમકે જે ઓરત હજી નિકાહમાં દાખલ થઈ નથી તેણીને તલાક દેવાની એજ રીત છે કે એમ કહે કે જો તારી સાથે નિકાહ કરૂં તો તને તલાક છે. બીજી કોઇ પણ રીતે તલાક થઇ શકતી નથી.

૫ મસઅલો. અને જો પોતાની ઓરતને કહ્યું કે જો તું ફલાણું કામ કરશે તો તને તલાક છે. જો તું મારી પાસેથી જાય તો તને તલાક છે. જો તું એ ઘરમાં જાય તો તને તલાક છે. અથવા કોઇ બીજી વાત થવાથી તલાક દીધી તો જ્યારે તેવું કામ કરશે તલાક થઇ જશે. અને જો નહી કરશે તો થશે નહિ. અને ( એવી રીતે તલાક થવાથી ) રજઇ તલાક પડશે. જેમાં વગર નિકાહ કીધે રોકી રાખવાનો (મરદને) અખત્યાર હોય છે. અલબત જો તે મરદ કોઇ ગોળગોળ શબ્દ કહેતે, જેમકે એમ કહે કે જો તું ફલાણું કામ કરશે તો મારી સાથે તારે કંઇ સંબંધ નથી. જ્યારે તેવું કામ કરશે ત્યારે બાએન તલાક થશે. પણ તેમાં શરત એજ કે તે શબ્દ કહેતી વખતે મરદની નીયત તલાક દેવાની હોય.

૬ મસઅલો. જો એમ કહ્યું કે ફલાણું કામ જો તું કરે તો તને બે તલાક છે. અથવા ત્રણ તલાક છે. તો જેટલી તલાકો કહેશે તેટલી થશે.

૭ મસઅલો. પોતાની ઓરતને કહ્યું હતું કે જો તું આ ઘરમાં જશે તો તને તલાક છે. અને તે ચાલી ગઇ અને તલાક થઇ ગઈ. ફરી ઇદ્દત પૂરી થાય તે પેહલાં તે મરદે તેણીને રોકી રાખી અથવા ફરીથી નિકાહ કરી લીધા; તો હવે ફરીથી તેજ ઘરમાં જવાથી તલાક થશે નહિ; અલબત જો એમ કહ્યું હોય કે જેટલી વખત તું તે ઘરમાં જશે તેટલી વખત તને તલાક છે, અથવા એમ કહ્યું કે જ્યારે પણ તું તે ઘરમાં જાય દરેક દરેક વખત તને તલાક છે. તો એવી હાલતમાં ઇદતની મુદત દરમ્યાન (રોકવાથી) અથવા ફરીથી નિકાહ કરવા પછી પણ બીજી વખતે તેજ ઘરમાં જવાથી બીજી તલાક થઇ ગઇ. ફરી ઇદ્દત દરમ્યાન (રોકવાથી) અથવા ત્રીજી વખતે નિકાહ કીધા પછી જો ત્રીજી વખત તે ઘરમાં તેણીનું જવું થાય તો ત્રીજી તલાક થઈ જશે. હવે ત્રીજી તલાક પછી તેણીની સાથે નિકાહ કરવા દુરસ્ત નથી. અલબત જો બીજો ધણી કીધા પછી ફરી તેણીએ તેજ આગલા ધણી સાથે નિકાહ કીધા તો હવે તેજ ઘરમાં જવાથી તલાક થશે નહિ.

૮ મસઅલો. કોઇએ પોતાની ઓરતને કહ્યું કે જો તું ફલાણું કામ કરે તો તને તલાક છે. હજી તેણીએ તે કામ કીધું નહોતું તે પેહેલાં તે મરદે પોતાના તરફથી એક તલાક દઇ દીધી. અને કેટલીક મુદત પછી ફરી તેજ ઓરત સાથે નિકાહ કીધા. અને એ નિકાહ પછી તેણીએ તેજ કામ કીધું તો ફરી તલાક થઇ ગઇ. અલબત જો તલાક મલ્યા પછી અને ઇદત પૂરી થયા પછી મજકુર નિકાહ થાય તે પેહલાં જો તેણીએ તેજ કામ કરી લીધું હોય તો હવે મજકુર નિકાહ જે ફરીથી કરવામાં આવ્યા છે તે નિકાહ પછી તે કામ કરવાથી તલાક થશે નહિ. અને જો તલાક મલ્યા પછી ઇદતની મુદત દરમ્યાનજ તેણીએ તેજ કામ કીધુ હોય ત્યારે પણ બીજી તલાક થઇ ગઇ.

૯ મસઅલો. કોઇએ પોતાની ઓરતને કહ્યું કે જો તને હેઝ આવે તો તને તલાક છે. તે પછી (તેણીએ) હેઝનું લોહી જોયું તો હમણાંથી તલાકનો હુકમ લાગુ પડશે નહિ પણ જ્યારે પૂરા ત્રણ દહાડા અને ત્રણ રાતો વીતી જશે ત્યારે એ હુકમ લગુ પડશે કે જ્યારથી લોહી આવ્યું હતું તેજ વખતથી તલાક થઇ ગઇ હતી. અને જો એમ કહ્યું હોય કે જ્યારે તને એક હેઝ આવે ત્યારે તને તલાક તો હેઝ આવીને બંધ થાય ત્યારે તલાક થશે.

૧૦ મસઅલો. જો કોઇએ પોતાની ઓરતને કહ્યું કે જો તું રોઝો રાખે તો તને તલાક છે. તો રોઝો રાખતાંની સાથે તલાક થઇ ગઈ. અલબત જો એમ કહ્યું કે જો તું એક રોઝો રાખે અથવા આખા દહાડાનો રોઝો રાખે તો તને તલાક, ત્યારે રોઝો પૂરો થાય ત્યારે તલાક થશે, જો રોઝો તોડી નાંખે તો તલાક થશે નહિ.

૧૧ મસઅલો. ઓરતે ઘરથી બહાર જવાનો ઇરાદો કીધો મરદે કહ્યું હમણા નહિ જા. ઓરતે માન્યું નહિ. તેથી મરદે કહ્યું તું બહાર જાય તો તને તલાક છે. તો એનો હુકમ એ છે કે જો તેજ વખતે બહાર જશે તો તલાક પડશે. અને જો તેજ વખતે બહાર નહિ ગઇ અને કેટલીક વાર રહીને ગઇ તો તલાક થશે નહિ. કેમકે તે (મરદ)ની મતલબ એજ હતી કે હમણાં નહિ જાય ફરી રહીને જાય. એ મતલબ નથી કે આખી ઉમર જતીજ નહિ.

૧૨ મસઅલો. કોઇએ એમ કહ્યું કે જે દહાડે તારી સાથે નિકાહ કરૂં તને તલાક છે ફરી રાતની વખતે નિકાહ કીધા ત્યારે પણ તલાક પડી ગઇ. કેમકે વાતચીતમાં તેની મતલબ એ છે કે જે વખતે તારી સાથે નિકાહ કરૂં તને તલાક છે.

## બીમાર તલાક દીએ તેનું બયાન.

૧ મસઅલો. બીમારીની હાલતમાં કોઇએ પોતાની ઓરતને તલાક દીધી ફરી ઓરતની ઇદ્દત પૂરી થઇ નહિ હતી તે પેહલાં તે મરદ તેજ બીમારીમાં મરી ગયો, ત્યારે ધણીના માલમાંથી ઓરતને જેટલો ભાગ પોહોંચે છે તેટલો વારસો તે ઓરતને પણ મળશે. પછી ગમેતો એક તલાક દીધી હોય અથવા બે ત્રણ, અને ગમેતો રજઇ તલાક દીધી હોય અથવા બાએન સૌનો એકજ હુકમ છે. જો ઇદ્દત પૂરી થઇ રહી ત્યારે ધણી મરી ગયો તો વારસો તેણીને મળશે નહિ. એવીજ રીતે જો ધણી તેજ બીમારીમાં (કે જેમાં તેણે તેણીને તલાક દીધી હતી ) ગુજરી નહિ ગયો પણ તે બીમારીમાંથી સારો થઈને પછી માંદો થઇને મરી ગયો, ત્યારે પણ તેણી વારસાના હકદાર નથી. પછી ગમે તો ઇદ્દત પૂરી થઇ ગઇ હોય અથવા પૂરી નહિ થઇ હોય.

૨ મસઅલો. ઓરતે તલાક માંગી હતી તેથી મરદે તલાક દીધી ત્યારે પણ ઓરતને વારસો મળશે નહિ. પછી ગમે તો (ધણી) ઇદ્દતની મુદ્દત દરમ્યાન મરી જાય અથવા ઇદ્દત પછી મરે. બંનેનો એકજ હુકમ છે. અલબત જો તલાક રજઇ દીધી હોય અને ઇદ્દતની અંદર મરે તો તેણીને મળશે.

૩ મસઅલો. બીમારીની હાલતમાં ઓરતને કહ્યું કે જો તું ઘરથી બહાર જાય તો તને બાએન તલાક છે, ફરી ઓરત બહાર ગઈ અને બાએન તલાક પડી ગઇ. તો એવી હાલતમાં તેણીને હિસ્સો [ તેણીના ધણીના માલમાંથી] મળશે નહિ. કેમકે તેણીએ જાણી જોઇને પોતે એવું કામ કેમ કીધું કે જેથી તલાક થઇ. અને જો એમ કહ્યું કે જો તું ખાણું ખાય તો તને બાએન તલાક છે, અથવા એમ કહ્યું કે તું જો નમાઝ પઢે તો તને બાએન તલાક છે. એવી હાલતમાં જો તે મરદ ઇદ્દત દરમ્યાન મરી જાય તો ઓરતને હિસ્સો મળશે. કેમકે ઓરતના અખત્યારથી તલાક થઇ નહિ, કેમકે ખાવું અને નમાઝ પઢવી એ જરૂરની વસ્તુ છે તેવાં કામોને તેણી કેવી રીતે છોડી શકશે. અને જો રજઇ તલાક દીધી હોય તો પેહલાં લખેલી હાલતમાં પણ વારસો મળી શકશે. મતલબ કે રજઇ તલાક દીધી હોય તો દરેક હાલતમાં, જો તે મરદ ઇદ્દત દરમ્યાન મરી જાય તો ઓરતને વારસો મળે છે.

૪ મસઅલો. કોઇ સારા તંદુરસ્ત આદમીએ (પોતાની ઓરતને) કહ્યું કે જ્યારે તું ઘરથી બહાર નીકળે તો તને બાએન તલાક છે. ફરી જે વખતે તેણી ઘરથી બહાર નીકળી તે વખતે તે મરદ માંદો હતો અને તેજ બીમારીમાં ઇદ્દત દરમ્યાન મરી ગયો ત્યારે પણ તેણીને વારસો મળશે નહિ.

૫ મસઅલો, તંદુરસ્તીની હાલતમાં કોઇએ કહ્યું કે જ્યારે તારો (ઓરતનો) બાપ સફરથી આવે તો તને બાએન તલાક છે. જ્યારે તેનો બાપ પરદેશથી આવ્યો ત્યારે તે મરદ બીમાર હતો અને તેજ બીમારીમાં મરી ગયો ત્યારે તેણીને વારસો મળશે નહિ. અને જો બીમારીની હાલતમાં મજકુર વાત તેણે કહી હતી અને તેણીની ઇદ્દત દરમ્યાન તે મરી ગયો તો તેણીને વારસો મળશે.

## રજઇ તલાક દીધા પછી ઓરતને રોકી રાખવાનું બયાન.

૧ મસઅલો. જ્યારે કોઇએ એક તલાક અથવા બે તલાક રજઇ દીધી ત્યારે ઇદ્દત

પૂરી થાય તે પેહલાં મરદને અખત્યાર છે કે પોતાની ઓરતને રોકી રાખે. ફરીથી નિકાહ કરવાની જરૂર નથી. પછી ઓરત રાજી હોય અથવા નહોય તેણીનો કંઇ અખત્યાર નથી. જો ત્રણ તલાક દીધી હોય તો તેનો હુકમ ઉપર બયાન થઈ ચુકયો. તેમાં મજકૂર અખત્યાર રહેતો નથી.

૨ મસઅલો. રજઅત કરવી એટલે ઓરતને રોકી રાખવાની રીત એ છે કે પોતાને મોઢે ખુલ્લે ખુલ્લું કહી દીએ કે હું તને ફરી રાખું છું તને છોડીશ નહિ, અથવા એમ કહે કે હું તલાકથી ફરૂં છું, અથવા ઓરતથી કહ્યું નહિ પણ બીજા કોઇને કહ્યું કે મેં મારી ઓરતને ફરી રાખી લીધી. અને તલાકથી ફરી ગયો. ફકત એટલુંજ કહેવાથી તે ઓરત પાછી તેની ઓરત થઈ ગઇ. અથવા મોઢે કંઇ કહ્યું નહિ, પણ તેણીની સાથે સોહબત કીધી અથવા તેણીને ચુંબન લીધો અથવા જુવાનીના જુસ્સાથી તેણીને અડકયો તો એમાંથી એક પણ કામ કરવાથી તેણી તેની ઓરત થઇ ગઇ. ફરીથી નિકાહ કરવાની જરૂર નથી.

૩ મસઅલો. જ્યારે ઓરતને રોકી રાખવાનું મન હોયતો બેહતર વાત એ છે કે બે ચાર માણસોને ગવાહ બનાવી લીએ. કે રખેને કદાચ કંઇ ખટપટ આવી પડે તો કોઇ ઇનકાર કરી શકે નહિ, અગર કોઈને ગવાહ બનાવ્યા નહી. પોતે એકલાએજ એમ કરી લીધું ત્યારે પણ દુરસ્ત છે. મતલબનો હાંસલ થઇ જ ગઇ.

૪ મસઅલો. જે ઓરતની ઇદ્દત ગુજરી ગઇ ત્યારે એમ કરવા માંગે તો કંઇ થઇ શકતું નથી. હવે જો ઓરત કબુલ રાખે અને રાજી હોય તો ફરીથી નિકાહ કરવા પડશે. નિકાહ કીધા વગર રાખી શકતો નથી. જો તે રાખવા ચાહે તોપણ ઓરતને તેની પાસે રહેવું દુરસ્ત નથી.

૫ મસઅલો. જે ઓરતને હૈઝ આવતું હોય તેણીને વાસ્તે તલાકની ઇદ્દત ત્રણ હૈઝ છે. જ્યારે ત્રણ હૈઝ પૂરાં થયાં ત્યારે ઇદ્દત પૂરી થઇ ગઈ. જ્યારે એ વાત સમજી ગયા ત્યારે હવે જાણવું જોઇએ કે, ત્રીજું હૈઝ પૂરા દસ દહાડા સુધી આવ્યું હોય ત્યારે તો જે વખતે ખૂન બંધ થયું અને દસ દહાડા પૂરા થયા તેજ વખતે ઇદ્દત પૂરી થઇ. અને મરદને રોકી રાખવાનો જે અખત્યાર હતો તે જતો રહ્યો. પછી ગમે તો ઓરતે ગુસલ કરી લીધું હોય અથવા નહિ કીધું હોય. એ વાત કંઇ ગણત્રીની નથી (કે તેણીએ હજી ગુસલ કીધું નથી ત્યારે તેણીને રોકવાનો વખત બાકી છે). અને જો ત્રીજું હૈઝ દસ દહાડા કરતાં ઓછા દહાડા આવ્યું અને ખૂન બંધ થઇ ગયું અને ઓરતે હજી ગુસલ કીધું નથી અને કોઇ નમાઝ પણ હજી તેણી ઉપર વાજેબ થઇ નથી, તો હજી મરદનો અખત્યાર બાકી છે. હજી પણ જો પોતાના (તલાક દેવાના) ઇરાદાથી ફરી જશે, તો તેણી ફરીથી તેની ઓરત થઇ જશે. અલબત જો ખૂન બંધ થયા પછી તેણીએ ગુસલ કરી લીધું અથવા ગુસલ તો કીધું નહિ પણ એક નમાઝનો વખત ગુજરી ગયો, એટલે એક નમાઝની કઝા તેણીને માથે વાજેબ થઇ ગઇ તો મજકુર બને હાલતોમાં મરદનો અખત્યાર જતો રહ્યો. હવે નિકાહ કીધા વગર રાખી શકતો નથી.

૬ મસઅલો. જે ઓરત સાથે હજી સોહબત કીધી નથી અને તેણીની સાથે એકાંતમાં પણ તે મરદ રહ્યો નથી તેણીને એક તલાક દેવાથી મરદને રોકી રાખવાનો તેણીપર અખત્યાર રહેતો નથી, કેમકે તેણીને જે તલાક દેવાય તે બાએન તલાકજ થાયછે. જેમકે

ઉપર બયાન થઇ ચુકયું. એને સારી રીતે યાદ રાખો.

૭ મસઅલો. જો બંને એક ઠેકાણે એકાંતમાં તો રહ્યાં પણ મરદ કહેછે કે, મેં સોહબત કીધી નથી. ફરી એવી કબુલાત પછી તલાક દીધી તો હવે તે તલાકથી ફરવાનો અખત્યાર (મરદને) નથી.

૮ મસઅલો. જે ઓરતને એક કે બે તલાક રજઇ મળી ચુકી હોય જેમાં મરદને તલાકથી ફરી જવાનો અખત્યાર હોયછે એવી ઓરતને જોઇએ કે સારી રીતે શણગાર કરીને હમેશાં રહ્યા કરે કે રખેને ધણીનું મન તેણીની તરફ વળી જાય અને તલાકથી ફરી જાય. અને ધણીનો ઇરાદો જો તલાકથી ફરવાનો નહિ હોય તો તે મરદને જોઇએ કે જયારે ઘરમાં આવે ત્યારે ખાંસી ખંખારીને આવે કે જેથી તેણીના શરીરનો ભાગ જો કંઇ ખુલ્લો હોય તો તેણી ઢાંકી લીએ, અને કાઈ નાદુરસ્ત જગ્યાપર નજર પડે નહિ. અને જયારે ઇદ્દત પૂરી થઇ જાય તો ઓરત કોઇ બીજે ઠેકાણે જઇને રહે.

૯ મસઅલો. જો હજી તલાકથી ફર્યો (રજઅત કીધાં) નહોય તો તે ઓરતને પોતાની સાથે સફરમાં લઈ જવું જાએઝ નથી. અને તે ઓરતને તે મરદની સાથે જવું પણ દુરસ્ત નથી.

૧૦ મસઅલો. જો ઓરતને એક કે બે બાએન તલાક દઇ દીધી જેમાં રોકી રાખવાનો અખત્યાર નથી. તેનો હુકમ એ છે કે જો કોઇ બીજા મરદ સાથે નિકાહ કરવા ચાહે તો ઇદ્દત પછી નિકાહ કરે, ઇદ્દત દરમ્યાન નિકાહ દુરસ્ત નથી. અને જો તેજ મરદ સાથે નિકાહ કરવા રાજી હોય તો ઇદ્દત દરમ્યાન પણ થઇ શકે છે.

## ( ઇલા ) ઓરતની પાસે નહિ જવાની કસમ ખાવાનું બયાન.

૧ મસઅલો. જેણે સમ ખાધા અને એમ કહ્યું કે ખોદાની કસમ હવે સોહબત કરીશ નહી. ખોદાના સમ તારી સાથે કદી સોહબત કરીશ નહિ હું સમ ખાઉં છું કે તારી સાથે સોહબત કરીશ નહિ, અથવા કોઇ બીજી રીતે કહ્યું તો તેનો હુકમ એ છે કે જો તેણે સોહબત કીધી નહિ. તો ચાર મહિના (એવી કસમ ખાધાને) ગુજરી ગયા બાદ ઓરતને બાએન તલાક થઇ જશે. હવે નિકાહ કીધા વગર ધણીધણિઆણી તરીકે તેઓ રહી શકતાં નથી. અને જો ચાર મહિના દરમ્યાનજ પોતાની કસમ તોડી નાંખી અને સોહબત કરી લીધી તો તલાક થશે નહિ. અલબત કસમ તોડવાનો કફારો દેવો પડશે. એવી રીતે કસમ ખાવાને શરએ શરીફમાં ઈલા કહે છે.

૨ મસઅલો હમેશને વાસ્તે સોહબત નહિ કરવાની કસમ ખાધી નહિ, પણ માત્ર ચારજ મહિનાને વાસ્તે સોગંદ ખાધા અને એમ કહ્યું કે ખોદાના સમ ચાર મહિનાસુધી હું તારી સાથે સોહબત કરીશ નહિ. તો એનાથી પણ ઇલા થઇ ગયો. એનો પણ એજ હુકમ છે કે જો ચાર મહિના સુધી સોહબત કરશે નહિ, તો બાએન તલાક પડી જશે. અને જો ચાર મહિના પૂરા થાય તે પહેલાં સોહબત કરી લે તો કસમનો કફારો દીએ. અને કસમના કફારાનું બયાન ત્રીજા ભાગમ લખેલું છે.

૩ મસઅલો. જો ચાર મહિનાથી ઓછી મુદ્દતને વાસ્તે સમ ખાધા તો એ વાત કંઇ ગણત્રીની નથી. તેથી ઇલા થશે નહિ. ચાર મહિનાથી એક દિવસ ઓછાની જો કસમ

ખાધી ત્યારે પણ ઇલા થશે નહિ. અલબત્ત જેટલા દિવસના સમ ખાધા છે તેટલા દહાડા પુરા થાય તે પહેલાં જો સોહબત કરશે તો કસમ તોડવાનો કફારો દેવો પડશે. અને જો સોહબત કીધી નહિ તો ઓરતને તલાક થશે નહિ. અને કસમ પણ પૂરી થઇ જશે.

૪ મસઅલો. કોઇએ ફકત ચાર મહિનાનેજ વાસ્તે સમ ખાધા. ફરી પોતાની કસમ તોડી નહિ. તેથી કરીને ચાર મહિના પછી તલાક થઇ ગઇ. અને તલાક પછી તેજ મરદ સાથે નિકાહ થઇ ગયા તો હવે એ નિકાહ પછી જો ચાર મહિના સુધી સોહબત કરે નહિ તો કંઇ હરકત નથી. અને હમેશને વાસ્તે સમ ખાધા અથવા એમ કહી દીધું કે હું કસમ ખાઉં છું કે હવે તારી સાથે સોહબત કરીશ નહિ. અથવા એમ કહ્યું કે ખોદાના સમ તારી સાથે કદી સોહબત કરીશ નહિ. ફરી પોતાની કસમ તોડી નહિ. અને ચાર મહિના પછી તલાક થઇ ગઇ. તે પછી ફરી તેણીનીજ સાથે નિકાહ કરી લીધા. અને નિકાહ પછી ફરી ચાર મહિના સુધી સોહબત કીધી નહિ. તો હવે બીજી તલાક પડી ગઇ. જો ત્રીજી વખત ફરી તેણીની સાથે નિકાહ કીધા તો તેનો પણ એજ હુકમ છે. એ નિકાહ પછી પણ જો ચાર મહિના સુધી સોહબત નહીં કરશે તો ત્રીજી તલાક પડી જશે. અને હવે બીજો ધણી કીધા વગર એ ધણી સાથે નિકાહ પણ થઇ શકશે નહિ. અલબત્ત જો બીજા કે ત્રીજા નિકાહ પછી સોહબત કરી લેતે તો કસમ તુટી જતે અને હવે કદી તલાક થતે નહિ. પણ કસમ તોડવાનો કફારો દેવો પડતે.

૫ મસઅલો. જો એવી રીતે એક પછી એક ત્રણ નિકાહ પછી ત્રણ તલાક થઇ ગઇ, તે પછી ઓરતે બીજો ધણી કરી લીધો. જ્યારે તેણે છોડી દીધી તો ઇદ્દત પૂરી કીધા પછી ફરી તેજ પહેલા ધણી સાથે નિકાહ કરી લીધા. અને તેણે ફરી સોહબત કીધી નહિ. તો હવે તલાક થશે નહિ. પછી ગમે તેટલી વખત સુધી સોહબત કરે નહિ. પણ જ્યારે પણ સોહબત કરશે તો સોગનનો કફારો દેવો પડશે. કેમકે સમ તો એમ ખાધા હતા કે કદી સોહબત કરીશ નહિ તે તુટી ગયા.

૬ મસઅલો જો ઓરતને બાએન તલાક દીધી ફરી તેણીની સાથે સોહબત નહિ કરવાની કસમ ખાધી તે ઇલા થયો નહિ. હવે ફરીથી નિકાહ કીધા પછી જો સોહબત નહિ કરે તો તલાક થશે નહિ. પણ જ્યારે સોહબત કરશે તો સમ તોડવાનો કફારો દેવો પડશે. અને જો રજઇ તલાક દીધા પછી ઇદ્દત દરમ્યાન એવી કસમ ખાધી તો ઇલા થઇ ગયો. હવે જો રજઅત કરીલે અને સોહબત કરે નહિ તો ચાર મહિના પછી તલાક થઇ જશે. અને જો સોહબત કરશે તો સમ ખાવાનો કફારો દેવો પડશે.

૭ મસઅલો. ખોદાના સમ નહિ ખાધા પણ એમ કહ્યું કે, જો તારી સાથે સોહબત કરૂં તો તને તલાક છે. ત્યારે પણ ઇલા થઇ ગયો. સોહબત કરશે તો રજઇ તલાક થઇ જશે, અને કસમ (તોડવા) નો કફારો એવી હાલતમાં દેવો પડશે નહિ. અને જો સોહબત નહિ કીધી તો ચાર મહિના પછી તલાક બાએન થઇ જશે. અને જો એમ કહ્યું કે જો તારી સાથે સોહબત કરૂં તો મારે માથે એક હજ છે અથવા એક રોજો છે, અથવા એક રૂપીઆની ખેરાત છે, અથવા એક કુર્બાની છે. તો એ તમામ હાલતોમાં પણ ઇલા થઇ જશે. જો સોહબત કરશે તો જે વાત કહી છે તે કરવી પડશે અને કફારો દેવો પડશે નહિ, અને જો સોહબત નહિ કીધી તો ચાર મહિના પછી તલાક થઈ જશે.

## ખોલઅનું બયાન.

૧ મસઅલો. જો ધણી ધણિઆણીમાં કોઇ તરેહથી બનાવ નહિ થઇ શકે અને મરદ તલાક પણ નહિ દેતો હોય તો ઓરતને જાએઝ છે કે, કંઇ માલ દઇને અથવા પોતાની મેહેર દઈને પોતાના ધણીથી કહે કે એટલા રૂપીઆ લઈને મારી જાનને છોડી દે, અથવા એમ કહે કે જે મારી મેહેર તારાપર લેહેણી છે તેના બદલામાં મારી ઝાતને છોડી દે. એના જવાબમાં મરદ કહે કે મેં છોડી દીધી તો એથી એક બાએન તલાક થઇ ગઇ. મરદને રોકી રાખવાનો અખત્યાર નથી. અલબત જો મરદે તેજ ઠેકાણે બેસીને જવાબ નહિ દીધો પણ ઉભો થઇ ગયો અથવા મરદતો ઉભો થયો નથી પણ ઓરત ઉભી થઇ ગઇ, ત્યારે મરદે કહ્યું "ઠીક છે, મેં છોડી દીધી" તો એથી કંઇ થયું નથી. જવાબ સવાલ બન્ને એકજ ઠેકાણે થવા જોઈએ એવી રીતે પોતાની ઝાત (ધણીના કબજામાંથી) છોડવાને **ખોલઅ** કહે છે.

૨ મસઅલો. મરદે કહ્યું મેં તારાથી ખોલઅ કીધો. ઓરતે કહ્યું મેં કબુલ કીધો તો ખોલઅ થઇ ગયો અલબત અગર ઓરતે તેજ ઠેકાણે જવાબ નહીં દીધો હોય ત્યાંથી ઉભી થઇ ગઇ હોય અથવા ઓરતે કબુલજ નહિ કીધું તો કંઇ થયું નથી. પણ જો ઓરત પોતાની જગ્યાએ બેસી રહી અને મરદ એમ કહીને ઉભો થઇ ગયો. અને ઓરતે તેના ઉઠવા પછી કબુલ કીધું ત્યારે પણ ખોલઅ થઇ ગયો.

૩ મસઅલો. મરદે ફકત એટલુંજ કહ્યું કે મેં તારાથી ખોલઅ કીધો અને ઓરતે કબુલ કીધો. રૂપીયા પૈસાની વાતચીત નહિ મરદે કીધી અને નહિ ઓરતે, ત્યારે પણ મરદનું જે હક ઓરતપર છે અને ઓરતનું જે હક મરદ પર છે સૌ માફ થઈ ગયાં. જો મરદને માથે મેહેર બાકી હોય તો તેપણ માફ થઇ ગઈ, અને જો ઓરતને (મેહેર) મળી ચુકી હોય તો ઠીકજ છે. હવે તે પાછી લેવી વાજેબ નથી. અલબત ઇદ્દત પૂરી થાય ત્યાં સુધીનું ખાણું કપડું અને રહેવાનું મકાન દેવું પડશે. પણ જો ઓરતે કહી દીધું હોય કે ઇદ્દતનું ખાણું કપડું અને રહેવાનું મકાન પણ તારાથી લઇશ નહિ તો તેપણ માફ થઇ ગયાં.

૪ મસઅલો. અને જો તેની સાથે કંઇ માલ વિષે પણ કહી દીધું જેમકે એમ કહ્યું કે સો રૂપીયાના બદલામાં મેં તારી સાથે ખોલઅ કીધો. ફરી ઓરતે કબુલ કરી લીધો તો ખોલઅ થઇ ગયો. હવે ઓરતને માથે સો રૂપીયા દેવા વાજેબ થઇ ગયા. પોતાની મેહેર મેળવી ચુકી હોય તો પણ સો રૂપીયા દેવા પડશે, અને જો મેહેર હજી મળી નહિ હોય ત્યારે પણ દેવા પડશે. અને મેહેર પણ મળશે નહિ. કેમકે ખોલઅના સબબથી તે માફ થઇ ગઈ.

૫ મસઅલો. ખોલઅમાં જો મરદની કસુર હોય તો મરદને માલ કે રૂપીયા કે જે મેહેર મરદને માથે દેવાની બાકી હોય તે બદલમાં ખોલઅ કરવો મોટો ગુનોહ છે, અને હરામ છે. જો કંઇ માલ લીધો તો તેને પોતાના ખરચમાં લેવો પણ હરામ છે. અને જો ઓરતનીજ કસુર હોય તો જેટલી મેહેર દીધી હોય તેના કરતાં વધારે માલ લેવો નહિ જોઇએ. ફકત મેહેરનાજ બદલામાં ખોલઅ કરી લીએ. જો મેહેર કરતાં વધારે લીધું તોપણ ઠીક છે, ખોટું તો થયું પણ એનો કંઇ ગુનોહ નથી.

૬ મસઅલો. ઓરત ખોલઅ કરવા પર રાજી નહિ હતી. મરદે તેણીપર જોરજુલમ કીધો, અને ખોલઅ કરવા કબુલ કરાવ્યું, એટલે મારીને અથવા ધમકાવીને ખોલઅ કરા-

જ્યો તો તલાક થઇ ગઈ, પણ ઓરતપર માલ વાજેબ નથી. અને જો મરદને માથે મેહેર બાકી હોય તો તે પણ માફ થઇ નહિ.

૭ મસઅલો. એ સૌ મચકુર વાતો તે વખતે છે કે જ્યારે ખોલઅનો શબ્દ કહ્યો અથવા (ઓરને) એમ કહ્યું હોય કે, સો રૂપીયા અથવા હજાર રૂપીયાના બદલામાં મારી જાનને છોડી દે. અથવા એમ કહ્યું હોય કે મારી મેહેરના બદલામાં મને છોડી દે. અને જો એમ નહિ કહ્યું પણ (ઓરતે) તલાકનો શબ્દ કહ્યો કે સો રૂપીઆના બદલામાં મને તલાક દઇ દે. તો તેને ખોલઅ કહેશું નહિ. જો મરદે તે માલના બદલામાં તલાક દઇ દીધી, તો એક તલાક બાએન થઇ ગઇ. અને તેમાં કોઇ હક માફ થયું નહિ. એટલે મરદ ઉપર ઓરતનાં જે હક હતાં તે માફ થયાં નહિ. તેમજ ઓરતપર મરદનાં જે હકો હતાં તે પણ માફ થયાં નહિ. ઓરત તે મેહેરનો દાવો કરી શકે છે, અને મરદ એ સો રૂપીયા ઓરત પાસેથી લઇ શકશે.

૮ મસઅલો. મરદે કહ્યું કે, મેં સો રૂપીયાના બદલામાં તલાક દીધી; તો ઓરતના કબુલ કરવા ઉપર અટકેલી રહેશે. જો કબુલ નહિ રાખે તો તલાક પડશે નહીં. અને જો કબુલ રાખશે તો એક તલાક બાએન પડશે. પણ જો જગ્યા બદલાઇ ગયા પછી કબુલ રાખે તો તલાક થશે નહિ.

૯ મસઅલો. ઓરતે કહ્યું કે, મને તલાક દઇ દે. મરદે કહ્યું કે તું પોતાની મેહેર વિગેરે પોતાનાં તમામ હકો માફ કરી દે તો તને તલાક દઈ દઉં તેથી કરીને ઓરતે કહ્યું કે ઠીક મેં માફ કીધાં. તે પછી મરદે તલાક નહીં દીધી. તો કંઇપણ માફ થયું નહિ. અને જો તલાક દઈ દીધી તો માફ થઇ ગયાં.

૧૦ મસઅલો. ઓરતે કહ્યું કે ત્રણસો રૂપીયાના બદલામાં મને ત્રણ તલાક દઇ દે તેથી મરદે એકજ તલાક દીધી તો ફકત એકસો રૂપીયા મરદને મળશે. અને જો બે તલાક દીધી હોય તો બસો મળશે. અને જો ત્રણ તલાક દેશે તો ત્રણસો રૂપીયા ઓરત પાસેથી મરદને દેવાડવામાં આવશે. અને મચકુર તમામ હાલતોમાં બાએન તલાકજ પડશે. કેમકે એ તલાક માલના બદલામાં છે.

૧૧ મસઅલો. નાબાલેગ છોકરો અને ગાંડો, પગલો માણુસ પોતાની ઓરત સાથે ખોલઅ કરી શકતો નથી.

## પોતાની ઓરતને પોતાની મા બરાબર કહેવાનું બયાન.

૧ મસઅલો. કોઇએ પોતાની ઓરતને કહ્યું કે તુ મારી મા બરાબર (જેવી) છે. અથવા એમ કહ્યું કે તુ મારે વાસ્તે માની બરબર છે. હું તને મારી મા બરાબર ગણું છું હવે તુ મારી આગળ મારી મા જેવી અથવા મારી મા સરખી છે. ત્યારે જુઓ કે એમ કહેવામાં તે (મરદ)ની મતલબ શી છે. જો તેની મતલબ એવી હોય કે મોટાઇમાં અથવા અદબ કરવામાં માના જેવી છે. અથવા એવી મતલબ લીધી કે તું તદન ઘરડી છે, (એટલે) તારી ઉમ્મર મારી માની બરાબર છે. ત્યારે એમ કહેવાથી તો કંઇ પણ નુકસાન થયું નહિ. તેવીજ રીતે જો એમ કહેતી વખતે કંઇ નિયતજ નહિ કીધી અને કંઇ મતલબ મનમાં વિચારીજ નહિ એમજ કહી દીધું ત્યારે પણ કંઇ નુકસાન થયું નહિ. અને એમ કહેવાથી જો તલાક દેવાની અને છોડી દેવાની નીયત કીધીછે તો તેને એક તલાક બાએન થઇ ગઇ. અને જો તલાક દેવાની નીયત પણ કીધી નહોતી, અને ઓરતને છોડી દેવી એ ઇચ્છા નહોતી, પણ મતલબ ફકત એટલીજ છે કે તું મારી ઓરત છે મારા નિકાહમાંથી હું તને જુદો કરતો નથી, પણ હવેથી હું

તારી સાથે કદી પણ સોહબત કરીશ નહિ. તારી સાથે સોહબત કરવી મેં મારાપર હરામ કરી લીધી. ફકત ખોરાકી પોશાકી લે અને પડેલી રહે. સાર એ કે તેણીને છોડવાની નીયત નથી. ફકત સોહબત કરવાને પોતાના ઉપર હરામ કરી લીધી છે. એને શરએ શરીફમાં ઝેહાર કહે છે. એનો હુકમ એ છે કે, તે ઓરત તેજ મરદના નિકાહમાં રહેશે પણ મરદ જ્યાંસુધી તેનો કફ્ફારો અદા નહિ કરે ત્યાં સુધી તેણીની સાથે સોહબત કરવી, અથવા જુવાનીના જુસ્સાથી તેણીને હાથ લગાડવો, તેણીના મોંને ચુંબન કરવું હરામ છે. જ્યાંસુધી કફ્ફારો નહિ દેશે ત્યાંસુધી તે ઓરત હરામ રહેશે. પછી ગમે તેટલા વરસ કેમ ન વીતી જાય. જ્યારે મરદ કફ્ફારો દઇ દીએ, ત્યારે બંને ધણી ધણિઆણીની પેઠે રહે, ફરીથી નિકાહ કરવાની જરૂર નથી. અને એનો કફારો તેવીજ રીતે દેવામાં આવેછે કે જેવી રીતે રોઝો તોડવાનો કફારો દેવામાં આવેછે.

૨ મસઅલો. જો કફ્ફારો દેવા પહેલાંજ સોહબત કરી લીધી તો બહુજ મોટો ગુનેહ કીધો. અલ્લાહ પાકથી તોબા કરીને ઇસ્તિગફ્ફાર પઢે. અને હવે પછી પાકો ઇરાદો કરે કે હવે કફારો દીધા વગર ફરી કદી સોહબત કરીશ નહિ અને ઓરતને જોઇએ કે જ્યાં સુધી કફ્ફારો નહિ દીએ ત્યાં સુધી પોતાની પાસે આવવા નહિ દે.

૩ મસઅલો. જો બેહેનની બરાબર અથવા દીકરી કે ફૂઇ અથવા એવી કોઇ ઓરતની બરાબર કહ્યું કે જેની સાથે નિકાહ કરવા હમેશને વાસ્તે હરામ છે, તો તેનો પણ એજ હુકમ છે.

૪ મસઅલો. કોઇએ કહ્યું કે તું મારી વાસ્તે સુવરની બરાબર છે. ત્યારે જો તલાક દેવાની કે છોડવાની નીયત હતી ત્યારે તો તલાક થઈ ગઈ. અને જો ઝેહારની નીયત કીધી એટલે એવી મતલબ લીધી કે તલાક તો દેતો નથી પણ તેણીની સાથે સોહબત કરવાને હું મારાપર હરામ કરૂં છું ત્યારે તો કંઇ થયું નથી. એવીજ રીતે જો કંઇ પણ નીયત નહિ કીધી ત્યારે પણ કંઈ થયું નહિ.

૫ મસઅલો. જો ઝેહારમાં ચાર મહિના સુધી અથવા એથી વધારે મુદ્દત સુધી સોહબત નહિ કીધી, અને કફારો દીધો નહિ તો તલાક થઇ નહિ. એથી ઇલા થતો નથી.

૬ મસઅલો. જ્યાંસુધી કફ્ફારો નહિ દીએ ત્યાંસુધી જોવું કે, વાતચીત કરવી હરામ નથી. અલબત પેશાબની જગ્યાને જોવી દુરસ્ત નથી.

૭ મસઅલો. જો હમેશને વાસ્તે ઝેહાર નહિ કીધો પણ કેટલીક મુદ્દત મુકર્રર કીધી જેમકે એમ કહે કે, વરસ એકને વાસ્તે અથવા ચાર મહિના વાસ્તે તું મારે માટે માની બરાબર છે તો જેટલી મુદ્દત મુકર્રર કીધી હોય તેટલી મુદ્દત ઝેહાર રહેશે. જો તે મુદ્દત દરમ્યાન સોહબત કરવા ચાહે તો કફ્ફારો દીએ. અને જો તે મુદ્દત પછી સોહબત કરશે તો કંઇ પણ દેવું પડશે નહિ. ઓરત હલાલ થઇ જશે.

૮ મસઅલો. ઝેહારમાં પણ જો તુરત ઇનશાઅલ્લાહ કહી દીધું તો કઇ થયું નહિ.

૯ મસઅલો. નાબાલેગ છોકરો અને ગાંડો માણુસ ઝેહાર કરી શકતો નથી. જો કરશે તો તેથી કંઇ (નુકસાન) થશે નહિ. એવીજ રીતે જો કોઇ પારકી સ્ત્રી સાથે ઝેહાર કરશે કે જે સ્ત્રી સાથે હજી નિકાહ કીધો નથી ત્યારે પણ કંઇ [નુકસાન] થયું નહિ હવે તેણીની સાથે નિકાહ કરવા દુરસ્ત છે,

૧૦ મસઅલો. ઝેહારનો શબ્દ જો કેટલીક વખત કહેશે જેમકે બે વખત કે ત્રણ વખત

એમજ કહ્યું કે તું મારે વાસ્તે માની બરાબર છે. ત્યારે જેટલી વખત કહ્યું હોય તેટલા કફ્ફારા દેવા પડશે, પણ જો બે કે ત્રણ વખત કહ્યાથી ખૂબ પાકો ઇરાદો કરવાની નીયત હોય અને ફરીથી ઝેહાર કરવાની મતલબ નહોય તો એકજ કફારો દીએ.

૧૧ મસઅલો. જો બે ચાર ઓરતોને એવા (ઝેહારના) શબ્દો કહ્યા તો જેટલી ઓરતો હોય તેટલા કફારા દેવા પડશે.

૧૨ મસઅલો. જો બરાબર અથવા જેવી કે સરખી એવા શબ્દો નહિ કહ્યા પણ એમ કહ્યું કે તું મારી મા છે અથવા એમ કહ્યું કે તું તો મારી બેહેન છે તો એથી કંઇ થયું નહિ. ઓરત તેના ઉપર હરામ થઇ નહિ. પણ એમ કહેવું બુરૂં અને ગુનોહ છે. તેવીજ રીતે પોકારતી વખતે એમ કહેવું કે મારી બેહેન ફલાણું કામ કરી દીઓ, એ પણ બુરૂં છે. પણ એમ કહેવાથી કંઇ થતું નથી.

૧૩ મસઅલો. કોઇએ જો એમ કહ્યું કે જો તને રાખું તો માને રાખું; અથવા એમ કહ્યું કે જો તારી સાથે સોહબત કરૂં તો જાણે મારી મા સાથે સોહબત કરૂં તો એથી કંઇ થયું નહિ. (પણ એવી રીતે કહેવું બુરૂંછે)

૧૪ મસઅલો. જો એમ કહ્યું હતું કે તું મારે વાસ્તે માની પેઠે હરામ છે, તો એથી જો તલાક દેવાની નીયત હોય તો તલાક થશે. અને જો ઝેહારની નીયત કીધી હશે અથવા કંઈ પણ નીયત નહિ કીધી હોય તો ઝેહાર થઇ જશે. કફારો દઇને સોહબત કરવી જાએઝ છે.

## કફ્ફારાનું બયાન.

ઝેહારનો કફારો તેવોજ છે કે જેવો રોઝો તોડવાનો કફારો છે. બંનેમાં કંઇ ફરક નથી. તે ઠેકાણે (ત્રીજા ભાગમાં) અમે સારી રીતે ખોલીને બયાન કીધું છે. ત્યાં કાઢીને જોઇ લીઓ. હવે અહિં કેટલીક જરૂરની બાબતો જે ત્યાં બયાન થઇ નથી. તે બયાન કરીએ છીએ.

૧ મસઅલો. જો તાકાત હોયતો મરદ લગોલગ સાઠ રોઝા રાખે. વચ્ચે કોઇ રોઝો તુટવો જોઇએ નહિ. અને જ્યાં સુધી તે રોઝા પૂરા નહિ થાય ત્યાંસુધી તે ઓરતની સાથે સોહબત કરે નહિ. જો પૂરા થાય તે પહેલાં તેજ ઓરત સાથે સોહબત કરી લીધી તો હવે સૌ રોઝા ફરીથી રાખે. પછી ગમે તો દિવસની વખતે તે ઓરત સાથે સોહબત કીધી હોય અથવા તો રાતના અને પછી ગમેતો ભૂલથી એમ કીધું હોય અથવા જાણી જોઇને. સૌનો એકજ હુકમ છે.

૨ મસઅલો. જો મહિનાની પહેલી તારીખથી રોઝા રાખવા શરૂ કીધા તો પૂરા બે માસના રોઝા રાખે. પછી ગમેતો પૂરા સાઠ દીવસ હોય અને ત્રીશ ત્રીશ દહાડાનો મહિનો હોય અથવા એથી કમી દિવસ હોય. બંને તરેહથી કફારો અદા થઇ જશે. અને જો પહેલી તારીખથી રોઝા રાખવા શરૂ નહીં કીધા તો પૂરા સાઠ દિવસ રોઝા રાખે.

૩ મસઅલો. જો કફારો અદા કરવાને વાસ્તે રોઝા રાખતો હોય અને કફારો પૂરો થાય તે પહેલાં દિવસે કે રાત્રે ભૂલથી સોહબત કરી લીધી તો કફારો ફરીથી દેવો પડશે.

૪ મસઅલો. અને જો રોઝો રાખવાની તાકાત નહિ હોય તોજ સાઠ ફકીરોને બે વખત ખાણું ખવરાવે. અથવા કાચું અનાજ દઇ દીએ. જો તમામ ફકીરોને હજી ખવરાવી ચુકયો નહોતો કે દરમ્યાનમાં તેણે સોહબત કરી લીધી ત્યારે ગુનોહ તો થયો પણ એમ કરવાથી કફારો ફરીથી દેવો પડશે નહી. અને ખવરાવવાની તો એજ રીત છે; કે જે ઉપર બયાન કરવામાં આવી.

૫ મસઅલો કોઇને માથે ઝેહારના બે કફારા હતા. તેણે સાઠ ફકીરોને આઠઆઠ શેર ઘઉં દઇ દીધા અને એમ સમજ્યો કે દરેક કફારાને વાસ્તે ચાર ચાર શેર દઉં છું અને તેથી કરીને બંને કફારા અદા થઇ ગયા પણ એમ કરવાથી એકજ કફારો અદા થશે. બીજો કફારો ફરી દેવો જોઇએ અને જો એક કફારો રોઝો તોડવાનો હતો અને બીજો ઝેહારનો હતો અને તે બેને વાસ્તે (જો ઉપર પ્રમાણે આઠ આઠ શેર દઇને બંને કફારા અદા થઇ જવાની નીયત કરશે તો) એમ કરવાથી બંને કફારા અદા થઇ જશે.

## લેઆનનું બયાન.

જ્યારે કોઇ પોતાની ઓરતપર ઝિનાનું તોહમત મુકે અથવા જે બચ્ચું પેદા થયું હોય તેને વાસ્તે કહે કે એ મારૂં છોકરૂં નથી, કોણ જાણે કોનું છે; ત્યારે એનો હુકમ એ છે કે તે ઓરત કાઝી આગળ અથવા ઇસલામી શરીઅતના હાકેમ આગળ ફરીયાદ કરે, ત્યારે હાકેમ બંનેને સમ ખવાડે. પેહલાં ધણીને એમ બોલવાનો હુકમ કરે કે "હું ખોદા પાકને ગવાહ રાખીને કહું છું કે જે તોહમત મેં એણી ઉપર મુકયું છે તેમાં હું સાચો છું." એવીજ રીતે ધણી ચાર વખત બોલે પછી પાંચમી વખત બોલે કે "જો હું જુઠો હોઉં તો મારાપર ખોદાની લઅનત પડે." જ્યારે મરદ પાંચ વખત કહી રહે ત્યાર પછી ઓરત એમ કહે કે "હું ખોદા પાકને ગવાહ રાખીને કહું છું કે એણે મારાપર જે તોહમત મુકયું છે તે તોહમત મુકવામાં એ જૂઠો છે." અને પાંચમી વખત બોલે કે "જો એ તોહમત મુકવામાં એ સાચો હોય તો મારાપર ખોદાનો ગજબ તુટી પડે." જ્યારે બંને કસમ ખાઇ રહે ત્યારે હાકેમ તે બેઉને જુદા કરી દેશે. અને બાએન એક તલાક થઈ જશે. અને હવે એ છોકરૂં બાપનું ગણાશે નહિ. માને સોંપવામાં આવશે. એવી રીતે ધણી ધણિઆણીના સોગન ખાવાને શરેઅમાં લેઆન કહે છે.

## ધણી ગુમ થઇ જાય તેનું બયાન.

જેણીનો ધણી તદ્દન એવો ગુમ થઇ ગયો હોય કે તે જીવતો છે કે મરી ગયો તેનો કંઇ પતો મળતો ન હોય તો તે ઓરત પોતાનો નિકાહ કરી શકતી નથી, કે રખેને આવી જાય જ્યારે રાહ જોતાં જોતાં એટલી મુદત વિતી જાય કે, ધણીની ઉમર નેવું વરસની થઈ જાય તો હવે તે મરી ગયો એમ ગણાશે. ત્યારે જો તે ઓરત હવે જુવાન હોય અને નિકાહ કરવા ચાહે તો (ઉપર મુજબ) નેવું વરસ [ગણાયા] પછી ઇદ્દત પૂરી કરીને નિકાહ કરી શકે છે.

## ઇદ્દતનું બયાન

૧ મસઅલો. જ્યારે કોઇનો ધણી તલાક દઇ દીએ, અથવા ખોલઅ, કે ઇલા વિગેરે કોઇ પણ બીજી તરેહથી નિકાહ તુટી જાય અથવા ધણી મરી જાય તો એ તમામ હાલતોમાં થોડા વખત સુધી ઓરતને એક ઘરમાં રહેવું પડે છે. જ્યાં સુધી એ મુદત પૂરી નહિ થઇ જાય ત્યાં સુધી કોઇ બીજે ઠેકાણે તેણી જઇ શકતી નથી, તેમજ કોઈ બીજા મરદ સાથે નિકાહ પણ કરી શકતી નથી. જ્યારે તે મુદત પૂરી થઇ જાય ત્યારે તેણી જે ચાહે તે કરી શકે છે, એ મુદત ગુજારવાને ઇદ્દત કહે છે.

૨ મસઅલો. જો ધણીએ તલાક દઇ દીધી તો ત્રણ હેઝ આવે ત્યાંસુધી ધણીનાજ ઘરમાં જેમાં તેણીને તલાક મળી છે ત્યાંજ થોભી રહે. તે ઘરથી બહાર નીકળે નહીં, નહીં દીવસે નીકળે અને નહીં રાતના. અને કોઇની સાથે નિકાહ પણ કરે નહિ. જ્યારે

પૂરા ત્રણ હેઝ આવી જાય ત્યારે ઇદ્દત પૂરી થઇ. હવે મરજીમાં આવે ત્યાં જાય. પછી મરદે ગમેતો એક તલાક દીધી હોય અથવા બે, કે ત્રણ તલાક દીધી હોય; અને ગમેતો બાએન તલાક દીધો હોય અથવા રજઇ સૌનો એકજ હુકમ છે.

૩ મસઅલો. જો નાની ઉમરની છોકરીને તલાક મળી ગઇ કે જેને હજી હેઝ આવતું નથી, અથવા એવી ઘરડી ડોશીને મળી કે તેણીને હવે હેઝ આવવું બંધ થઇ ગયું છે. એ બંને વાસ્તે ઇદ્દત ત્રણ મહિનાની છે. ત્રણ મહિના થોભી રહે તે પછી અખત્યાર છે જે ચાહે તે કરે.

૪, મસઅલો. કોઇ છોકરીને તલાક મળી ગઇ, તેણીએ મહિનાઓના હિસાબથી ઇદ્દત શરૂ કીધી, ફરી ઇદ્દત દરમ્યાનજ એક કે બે મહિના પછી હેઝ આવી ગયું ત્યારે હવે પૂરા ત્રણ હેઝ આવી જાય ત્યાં સુધી (ઘરમાં) થોભેલી રહે. જ્યા સુધી ત્રણ હેઝ પૂરાં નહિ થાય ત્યાં સુધી ઇદ્દત પૂરી થશે નહિ.

૫ મસઅલો. જો કોઇ ઓરત (હમલવાળી (ગર્ભવંતી) છે અને તેજ હાલતમાં તેણીને તલાક મળી તો જ્યાંસુધી બચ્ચું પેદા થાય ત્યાં સુધી થોભી રહે. એજ તેણીની ઇદ્દત છે. જ્યારે બચ્ચું પેદા થઇ ગયું ત્યારે ઇદ્દત પણ પૂરી થઇ ગઇ. તલાક મળી ગયા પછી જો થોડીજ વારમાં બચ્ચું પેદા થઇ જાય તો તેજ વખત તે ઇદ્દત પણ પૂરી થઇ જશે.

૬ મસઅલો. જો કોઇએ હેઝની હાલતમાં તલાક દીધી તો જે હેઝમાં તલાક દીધી તે હેઝ ગણાશે નહિ, તેને છોડીને ત્રણ હેઝ પૂરાં કરે.

૭ મસઅલો. તલાકની ઇદ્દત તેજ ઓરતપર છે કે જેણીને સોહબત થયા પછી તલાક મળી હોય અથવા સોહબત તો હજી થઇ નથી પણ ધણી ધણિઆણી એકાંતમાં રહી ચુકયા ત્યાર પછી તલાક મળી. પછી ગમેતો એવું એકાંત થયું હોય કે જેથી પૂરી મેહેર દેવાડવામાં આવે છે, અથવા એવું એકાંત થયું હોય કે જેથી પૂરી મહેર વાજેબ થતી નથી. ગમે તેમ હોય પણ ઇદ્દતમાં બેસવું વાજેબ છે. અને જો હજી તદન કોઇ તરેહનો તેઓ બંને વચ્ચે એકાંત થયો ન હોતો અને તલાક મળી ગઇ તો એવી ઓરતપર ઇદ્દત નથી. જેમકે ઉપર બયાન થઇ ચુકયું છે.

૮ મસઅલો. પારકી ઓરતને પોતાની સમજીને સોહબત કરી લીધી. ફરી માલૂમ પડયું કે એ મારી ઓરત નહોતી. ત્યારે એ ઓરતને પણ ઇદ્દતમાં બેસવું પડશે. જ્યાં સુધી ઇદ્દત પૂરી નહિ થાય ત્યાં સુધી પોતાના ધણીને પણ તે ઓરત સોહબત કરવા દીએ નહિ નહિતો બંનેપર ગુનોહ થશે. એની ઇદ્દત પણ એજ છે, જે હમણા ઉપર બયાન થઇ. જો તેજ દહાડે તેણીને ગર્ભ (હમલ) રહી ગયો તો બચ્ચું પેદા થાય ત્યાં સુધી રાહ જુએ અને ઇદ્દતમાં બેસે. અને તે બચ્ચું હરામનું ગણાશે નહિ. તેનો વંશ (નસબ) બરાબરજ રહેશે, જેણે ધોકો ખાઇને સોહબત કીધી હતી તેનુંજ છોકરૂં ગણાશે.

૯ મસઅલો. કોઇએ ગેરકાયદે નિકાહ કીધા, જેમકે કોઇ ઓરત સાથે નિકાહ કીધા ફરી માલૂમ થયું કે તેનો ધણી જીવતો છે, અને તેણે તેણીને હજી તલાક દીધી નથી અથવા માલૂમ પડયું કે એ ધણી ધણિઆણીએ નાનપણમાં એકજ ઓરતનું દૂધ પીધું હતું, એનો હુકમ એ છે કે જો મરદે તેણીની સાથે સોહબત કરી લીધી ફરી હાલ માલૂમ પડયા પછી જુદાઇ કરવામાં આવી ત્યારે પણ

ઇદ્દતમાં બેસવું પડશે. જે વખતે મરદ તોબા કરીને જુદો થયો, તે વખતથીજ ઇદ્દત શરૂ થઇ ગઈ. અને જો હજુ સોહબત નહિ થઈ હોય તો ઇદ્દત વાજેબ નથી. પણ એવી ઓરતની સાથે સારી રીતે એકાંત થઈ ચુકયો ત્યારે પણ ઇદ્દત વાજેબ નથી. ઇદ્દત ત્યારેજ છે કે જ્યારે સોહબત થઇ ચુકી હોય.

૧૦ મસઅલો. ઇદ્દતમાં ખાણું અને લુગડું (ઓરતનું) તેજ મરદ પર વાજેબ છે કે જેણે તલાક દીધી હોય. અને તેનું બયાન સારી રીતે આગળ આવે છે.

૧૧ મસઅલો. કોઇએ પોતાની ઓરતને બાએન તલાક દીધી અથવા ત્રણ તલાક દીધી ફરી ઇદ્દત દરમ્યાનજ ભૂલથી તેણીની સાથે સોહબત કરી લીધી ત્યારે હવે આ ભૂલથી સોહબત કરવાના સબબથી એક ઇદ્દત બીજી વાજેબ થઇ ગઇ. હવે ત્રણ હેઝ, બીજાં પૂરા કરે અને જ્યારે તે બીજાં ત્રણ પૂરાં થઇ જાય ત્યારે બંને ઇદ્દતો પૂરી થઇ જશે.

૧૨ મસઅલો. મરદે બાએન તલાક દીધી અને જે ઘરમાં તેણી ઇદ્દતમાં બેઠી છે તેમાંજ તે મરદ પણ રહે છે. ત્યારે સારી રીતે પડદો બાંધીને આડ કરી લીએ.

## મોતની ઇદ્દતનું બયાન.

૧ મસઅલો. કોઇનો ધણી મરી ગયો, તો તેણી ચાર મહિના અને દસ દિવસ ઇદ્દતમાં બેસે. ધણી મરતી વખતે તેણી જે ઘરમાં રહેતી હતી તેજ ઘરમાં તેણીને રહેવું જોઇએ બહાર નીકળવું તેણીને દુરસ્ત નથી. અલબત જો કોઈની ગરીબ હાલત હોય કે જેણીની પાસે પોતાના ગુજરાન જેટલો ખરચ નથી. તેણીએ રાંધવા વિગેરેની નોકરી કરી લીધી તો તેણીને બહાર જવું દુરસ્ત છે. પણ રાતના પોતાના ઘરમાંજ રહ્યા કરે. પછી ગમે તો સોહબત થઇ ચુકી હોય અથવા નહિ થઇ હોય, અથવા ગમેતો કોઇ તરેહનો એકાંત થયો હોય અથવા નહિ થયો હોય, અને હેઝ આવતું હોય અથવા નહિ આવતું હોય સૌનો એકજ હુકમ છે, કે ચાર મહિના અને દસ દહાડા ઇદ્દતમાં બેસવું જોઇએ. પણ જો તે ઓરત ગર્ભવંતી (હામેલા) હતી અને તેવી હાલતમાં ધણી મરી ગયો તો બચ્ચું પેદા થાય ત્યાં સુધી ઇદ્દતમાં બેસે. હવે મહિનાની ગણતરીની કંઇ જરૂર નથી. જો તેના મરવા પછી બે ચાર કલાકમાં પણ બચ્ચું પેદા થઇ ગયું ત્યારે પણ ઇદ્દત પૂરી થઇ ગઇ.

૨ મસઅલો. આખા ઘરમાં જ્યાં મરજીમાં આવે ત્યાં રહે. ખાસ એક જગ્યા મુકર્રર કરીને રહેવાનો અને ગમજદહનું બિછાનું ને તે ગમવાળી ત્યાંથી ખસવા પામતી નથી એવો જે દસ્તુર છે એ તદન નકામો અને વ્યર્થ છે. એને છોડી દેવો જોઇએ.

૩ મસઅલો. ધણી નાબાલેગ છોકરો હતો અને જ્યારે તે મરણ પામ્યો ત્યારે તેણીને ગર્ભ (હમલ) હતો, ત્યારે પણ તેણીની ઇદ્દત બચ્ચું પેદા થાય ત્યાં સુધીની છે. પણ એ છોકરૂં હરામનું છે. ધણીનું કહેવાશે નહિ.

૪ મસઅલો. જો કોઇનો ધણી ચાંદની પેહલી તારીખે મરી ગયો અને ઓરતને હમલ (ગર્ભ) નથી, ચાંદને હિસાબે ચાર મહિના અને દસ દિવસ પૂરા કરે. અને જો પેહલી તારીખે મર્યો નથી તો દરેક મહિનો ત્રીશ દહાડાનો ગણીને ચાર મહિના અને દસ દિવસ પૂરા કરવા જોઈએ. અને તલાકની ઇદ્દતનો પણ એજ હુકમ છે, કે જો હેઝ નહિ આવતું હોય, અને તેમજ ગર્ભ (હમલ) પણ નહિ હોય અને ચાંદની પહેલી તારીખે તલાક મળી ગઇ. તો ચાંદના હિસાબથી ત્રણ મહિના પૂરા કરી લે. પછી ઓગણત્રીશો ચાંદ હોય કે ત્રીશો હોય. અને જો પહેલી તારીખે તલાક

નહિ મળેલી છે તો દરેક મહિનો ત્રીશ ત્રીશ દહાડાનો ગણીને ત્રણ મહિના ખલાસ કરે.

૫ મસઅલો. કોઇએ ગેરકાયદે નિકાહ કીધા, જેમકે ગવાહો વગર નિકાહ કરી લીધો અથવા બનેવી સાથે નિકાહ થઇ ગયા અને તેણીની બેહેન હજી તે મરદના નિકાહમાં છે. ફરી તે ધણી મરી ગયો. તો એવી ઓરત જેણીનો નિકાહ જાએઝ રીતે થયો નથી તેણી મરદના મરી જવાથી ચાર મહિના અને દસ દહાડા ઈદ્દતમાં બેસે નહીં, પણ ત્રણ હેઝ સુધી ઇદ્દતમાં બેસે. હેઝ નહિ આવતું હોય તો ત્રણ મહિના બેશે. અને ગર્ભવંતી (હમલ વાળી) હોય તો બચ્ચું પેદા થાય ત્યાં સુધી ઈદ્દતમાં બેશે.

૬ મસઅલો. કોઇએ પોતાની બીમારીમાં બાએન તલાક દઇ દીધી અને તલાકની ઇદ્દત હજી પૂરી થઇ નહોતી એટલામાં તે મરદ મરી ગયો. ત્યારે જુઓ કે તલાકની ઈદ્દતના બેસવામાં વધારે દહાડા લાગે છે. અથવા મોતની ઈદ્દત પૂરી કરવામાં. જે ઇદ્દતમાં વધારે દહાડા લાગે તે ઇદ્દત પૂરી કરે. અને જો બીમારીની હાલતમાં રજઈ તલાક દીધી હોય અને હજી તલાકની ઇદ્દત પૂરી થઇ નહોતી એટલામાં ધણી ગુજરી ગયો, તો એવી ઓરતપર મોતની ઇદ્દત વાજેબ છે.

૭ મસઅલો. કોઈનો ધણી મરી ગયો પણ તેણીને ખબર પડી નહિ. ચાર મહિના અને દસ દહાડા ગુજરી ગયા પછી ખબર આવી તો તેણીની ઇદ્દત પૂરી થઇ ચુકી છે. જ્યારે ખબર મળી ત્યારથી ઈદ્દતે બેસવાની જરૂર નથી. એવીજ રીતે જો ધણીએ તલાક દીધી પણ તેણીને તલાકની ખબર પડી નહિ, બહુ દહાડા પછી માલૂમ પડ્યું અને જેટલા દહાડા તેણીને ઇદ્દતમાં બેસવા જોઇતા હતા તેટલા દહાડા ખબર મળવા પહેલાંજ વિતી ગયા તો તેણીની ઈદ્દત પણ પૂરી થઇ ગઇ. હવે ઇદ્દતમાં બેસવું વાજેબ નથી.

૮ મસઅલો. કોઇ કામને માટે ઘરથી બાહેર કેથે ગઈ હતી અથવા પોતાની પાડોસણને ઘેર ગઇ હતી અને એટલામાં તેણીનો ધણી મરી ગયો તો હવે તરતજ ત્યાંથી ચાલી આવે અને જે ઘરમાં રહેતી હતી તેમાંજ રહે.

૯ મસઅલો. મરવાની ઇદ્દતમાં ઓરતને ખાવાનો અને લુગડાંનો ખર્ચો દેવાડવામાં આવશે નહિ પોતાની પાસેથી તેણી ખરચ કરે.

૧૦ મસઅલો, કેટલેક ઠેકાણે એવો દસ્તુર છે કે ધણીના ગુજરી ગયા પછી એક વરસ સુધી ઇદ્દતની પેઠે ઓરતો બેસી રહેછે, એ તદન હરામ છે.

## સોગ (શોક) કરવાનું બયાન

૧ મસઅલો. જે ઓરતને રજઇ તલાક મળી હોય તેણીની ઇદ્દતતો ફકત એજ છે કે તેટલા દહાડા ઘરથી બહાર જાય નહિ અને તેમજ કોઇ મરદ સાથે નિકાહ કરે નહિ, અને તેણીને શણગાર વિગેરે કરવું દુરસ્ત છે. અને જેણીને ત્રણ તલાક મળી હોય અથવા બીજી રીતે નિકાહ તુટી ગયા હોય, અથવા ધણી મરી ગયો હોય. તો એ સૌ હાલતોને વાસ્તે એ હુકમ છે કે જ્યાં સુધી ઇદ્દતમાં રહે ત્યાં સુધી ઘરથી બહાર નીકળે નહિ, તેમજ પોતાનો બીજો નિકાહ કરે નહિ, અને કોઇ તરેહનો શણગાર પણ કરે નહિ. એ સૌ કામો તેણીને વાસ્તે હરામ છે. એવી રીતે શણગાર નહિ કરવાને અને એવી રીતે મેલી રહેવાને સોગ (શોક) કહે છે.

૨ મસઅલો. જ્યાં સુધી ઇદ્દત પૂરી નહિ થાય ત્યાં સુધી ખશબો લગાડવી લુગડાંઓને અત્તર વિગેરેથી સુગંધી બનાવવાં, ઘરેણું

પેહેરવું, [1]ફુલો પેહેરવાં, સુર્મો લગાડવો, પાન ખાઇને મોં લાલ બનાવવું, મિસ્સી લગાડવી, માથામાં તેલ નાખવું, કાંસકીથી ઓળવું, મ્હેંદી ચોપડવી, સારાં લુગડાં પેહેરવાં, રેશમી તથા રંગેલાં ભપકાદાર લુગડાં પેહેરવાં એ સૌ કામો તેણીને હરામ છે. અલબત જો લુગડાં ભપકાદાર નહોય તો જાએઝ છે. ગમે તેવો રંગ હોય. મતલબ એ છે કે શણગાર જણાય તેવું લુગડું નહોય,

૩ મસઅલો માથામાં દરદ થવાથી જો તેલ નાંખવાની જરૂર પડે તો જે તેલમાં ખુશબો નહોય તે તેલ નાંખવું દુરસ્ત છે. તેવીજ રીતે દવા તરીકે સુર્મો લગાડવો પણ જરૂરની વખતે જાએઝ છે. પણ રાતના લગાડે અને દિવસની વખતે લુછી નાંખે. જરૂરની વખતે કાંસકીથી ઓળવું પણ દુરસ્ત છે. જેમકે કોઈએ માથું ચોળ્યું, અથવા માથામાં જૂ પાકી પણ બને તરફ સફાઇથી પટ્ટીઓ પાડે નહિ. તેમજ ઘણીક બારીક કાંસકીથી ઓળે નહિ, જેથી વાળ ચિકણા થઇ જાય છે. પણ મોટા અને જાડા દાંતાવાળી કાંસકીથી ઓળે કે જેથી ખૂબસૂરતી આવવા પામે નહિ.

૪ મસઅલો. શોક કરવો તેજ ઓરત પર વાજેબ છે જેણી બાલેગ હોય નાબાલેગ છોકરીપર વાજેબ નથી. તેણીને મજકુર (મનાઇ કીધેલી) સૌ ચીજો દુરસ્ત છે. પણ ઘરથી બહાર જવું અને બીજો નિકાહ કરવો તેને પણ દુરસ્ત નથી.

૫ મસઅલો. જેણીનો નિકાહ દુરસ્ત રીતે થયો નહોતો અને તે નિકાહ તોડી નાખવામાં આવ્યો. અથવા ધણી ગુજરી ગયો તો એવી ઓરતપર શોક કરવો વાજેબ નથી.

૬ મસઅલો ધણી સિવાય કોઇ બીજાં (સગાં વ્હાલાં)ના મરવાપર શોક કરવો દુરસ્ત નથી. અલબત જો ધણી મનાઇ નહિ કરે તો પોતાના સગાં વ્હાલાંઓના મરવાપર પણ ત્રણ દહાડા સુધી શણગાર છોડી દેવું દુરસ્ત છે. એથી વધારે તદન હરામ છે અને જો ધણી ના પાડે તો ત્રણ દિવસને માટે પણ છોડે નહિ [2]

## ખોરાકી પોશાકીનું બયાન.

૧ મસઅલો. ઓરતનો ખાવાનો પેહેરવાનો ખરચો મરદપર વાજેબ છે પછી ઓરત ગમે તેટલી માલદાર કેમ નહોય પણ ખરચો મરદનેજ માથે છે, અને રહેવા વાસ્તે મકાન દેવું પણ મરદને માથે છે.

૨ મસઅલો, નિકાહ થઇ ગયા પણ ઓરત ધણીને ઘેર ગઇ નથી, ત્યારે પણ ખોરાકી પોશાકીની તે દાવેદાર થઇ શકે છે, પણ જો ધણીએ તેડું મોકલ્યું પણ તેણીને મોકલવામાં આવી નહિ, તો ખોરાકી પોશાકીની તેણી હકદાર નથી.

૩ મસઅલો, ઓરત એટલી નાની ઉમરની છે કે જેણી સાથે સોહબત થઇ શકે તેમ નથી, ત્યારે જો ધણીએ ઘરના કામકાજ સારૂ અથવા પોતાનું દિલ ખુશ કરવા વાસ્તે તેણીને પોતાને ઘેર રાખી તો તેણીની ખોરાકી પોશાકી મરદપર વાજેબ છે, અને જો પોતાને ઘેર નહિ રાખે અને તેણીને પીએરમાં મોકલી દીએ તો (ખોરાકી પોશાકી તેનાપર) વાજેબ નથી. અને જો ધણી નાની ઉમરનો નાબાલેગ હોય પણ ઓરત મોટી ઉમરની હોય તો ખોરાકી પોશાકી તેણીને મળશે.

---

[1] રાંદેર તેમ રાંદેરની આસપાસમાં રિવાજ છે કે સોગવાળી સઘળું ઘરેણું કહાડે છે પણ સોનાની ચુડી રહેવા દે છે, એ ઘણું બુરું છે ચુડી પણ કાઢવી વાજેબ છે. મુ. મો.

[2] અને કેટલાક લોકોમાં મરદો પણ શોક કરે છે એ દુરસ્ત નથી અને કેટલાક લોકો શોક જાહેર કરવા ખાસ કપડાં કે ખાસ રંગનો ફેંટો પેહેરે છે કાગળ પત્ર ઉપર કાળી બાલડર કે લીટા પાડેછે એ કાફેરોની રસમો છે અને તજવી જોઇએ. મુ. મો.

૪ મસઅલો. જેટલી મેહેર પેહલાંથી દે-વાનો રિવાજ છે તેટલી મેહેર ધણીએ દીધી નહીં અને તેથી કરીને તેણી તેને ઘેર જતી નથી. ત્યારે તેણીને ખોરાકી પોશાકી દેવાડ-વામાં આવશે. અને જો એમજ, વગર કારણે ધણીને ઘેર નહિ જતી હોય તો, ખોરાકી પો શાકી લેવાની તેણી હકદાર નથી. જ્યારે તેણી જશે ત્યારથીજ દેવાડવામાં આવશે.

૫ મસઅલો. જેટલી મુદ્દત ધણીની ર-જાથી પોતાના પીએરમાં રહે તેટલા દહાડાની ખોરાકી પોશાકી પણ ધણી પાસેથી તેણી લઇ શકે છે.

૬ મસઅલો. ઓરત માંદી પડી તો માં-દગીની મુદ્દતની ખોરાકી પોશાકી લેવાની તેણી હકદાર છે. પછી ગમેતો તે ધણીને ઘેર માંદી રહે અથવા પોતાના પીએરમાં પણ જો માં-દગીની હાલતમાં ધણીએ તેણીને તેડી છતાં તે નહિ આવી તો હવે ખોરાકી પોશાકીનું તે-ણીનું હક્ક જતું રહ્યું. અને માંદગીની હાલ તમાં ફકત ખોરાકી પોશાકીનો ખર્ચો તેણીને મળશે. હકીમ વૈદની દવા ઇલાજ વગેરેનો ખર્ચો ધણીપર વાજેબ નથી. તેણી પોતાની પાસેથી ખરચે. અને જો ધણી દીએ તો એ તેનો ઉપકાર છે.

૭ મસઅલો. ઓરત હજ પઢવા ગઇ તો તેટલી મુદ્દતની ખોરાકી પોશાકી ધણીને માથે નથી. અલબત જો ધણી પણ સાથે હોય તો તેટલા વખતનો ખર્ચો પણ તેણીને મળશે. પણ ખોરાકી પોશાકીનો જેટલો ખરચો તેણીને ઘરમાં મળતો હતો તેટલોજ મેળવવાની તેણી હકદાર છે, એથી ઉપ્રાંત જે વધારો ખર્ચો પડે તે તેણી પોતાની પાસેથી ખર્ચે. અને રેલ ખર્ચો તેમજ આગબોટ વિગેરેનો ખર્ચો પણ મરદને માથે નથી.

૮ મસઅલો. ખોરાકી પોશાકીમાં ધણી ધણિયાણી બંનેની સંભાળ રાખવામાં આવશે જો બંને માલદાર હોય તો અમીરી ખોરાકી પોશાકી દેવામાં આવશે. અને જો બેઉ ગરીબ હોય તો ગરીબી હાલત મૂજબ મળશે. અને જો ધણી ગરીબ હોય અને ઓરત પૈસાવાળી હોય અથવા ઓરત ગરીબ હોય અને મરદ અમીર હોય તો ખોરાકી પોશાકી એવી દીએ કે અમીરાઇથી ઓછી હોય અને ગરીબાઇથી વધારે હોય.

૯ મસઅલો. ઓરત એવી માંદી છે કે ઘરનું કામકાજ કરી શકતી નથી. અથવા એવા કુટુંબની છે કે પોતાને હાથે રાંધવા દળવા અને છડવાનાં કામ કરતી નથી એટલુંજ નહીં પણ તેને કલંક સમજે છે તો તૈયાર રાંધેલુ ખાણુ તેણીને દેવું પડશે. અને જો બંને વાતોમાંથી કોઇ વાત નહોય તો ઘરનાં સૌ કામ પોતાને હાથે કરવાં તેણીપર વાજેબ છે. એ સૌ કામો તેણી પોતે કરે. મરદને માથે ફકત એટલુંજ કે ચૂલો, ઘટી, કાચું અનાજ બાળવાનાં લાકડાં, ખાવા પીવાના વાસણ વિગેરે લાવી દીએ. તેણી પોતાને હાથે રાંધે અને ખાય.

૧૦ મસઅલો. તેલ, કાંસકી, સાબુ, વઝુ અને ન્હાવાનું પાણી મરદને માથે છે. અને સુર્મો, મિસ્સી, પાન તમાકુ મરદપર પૂરાં પા-ડવાં વાજેબ નથી. ધોબીની ધોવડામણી મરદ ને માથે નથી. તેણી પોતાને હાથે ધુએ અને પેહેરે. અને જો ધણી દીએ તો તેનો ઉપ-કાર છે.

૧૧ મસઅલો. જણાવનારી દાયણની મ-જુરી જે બોલાવે તેને માથે છે. ધણીએ બો-લાવી હોય તો ધણીપર અને ઓરતે બોલાવી હોય તો તેણીને માથે છે, અને જો બંનેમાંથી એકના પણ બોલાવ્યા વગર જો દાયણ આવી હોય તો ધણીએ મજુરી આપવી જોઇએ.

૧૨ મસઅલો. ખોરાકી પોશાકીનો ખર્ચો એક વરસનો અથવા તેથી કંઇ વધારે કે ઓ-

છી મુદ્દતનો આગળથી દઇ દીધો તો હવે ધણી તેમાંથી કંઇ પાછું લઇ શકતો નથી.

## રહેવા વાસ્તે ઘર મળવાનું બયાન

૧ મસઅલો. ધણીને માથે એ પણ વાજેબ છે કે ઓરતના રહેવા વાસ્તે કોઈ એવી જગ્યા દીએ જેમાં ધણીનું કોઇ સગું રહેતું નહોય. તદ્દન એકાંત હોય કે જેથી ધણી ધણિઆણી તદ્દન કોઇપણ રોકાણ વગર રહી શકે. પણ જો ઓરત પોતે સૌની સાથે રહેવા કબુલ રાખે તો બધાની સાથે પણ તેણીને રાખવી દુરસ્ત છે.

૨ મસઅલો. ઘરમાંનો એક ભાગ તેણીને જુદો આપે કે જેમાં પોતાનું સરસામાન તેણી સારી રીતે રાખે, અને તેણી પોતે તેમાં રહી શકે. અને તે ઓરડીના તાળાની કુંચી તેણી પોતાની પાસે રાખે કોઇ બીજાનું તેમાં સંબંધ રહે નહિ. ફકત ઓરતનાજ કબજામાં તે રહે. ત્યારે બસ તેણીનું હક્ક અદા થઇ ગયું. ઓરતને હવે એથી વધારે દાવો કરવાનું હવે હક્ક નથી. અને તેણી એમ કહી શકતી નથી કે પૂરૂં ઘર મને સોંપી દીઓ.

૩ મસઅલો. જેવી રીતે જુદું ઘર માંગવાનું ઓરતને હક છે, કે જેમાં ધણીનું કોઇ સગું રહેવા પામે નહિ; ફકત ઓરતનાજ કબજામાં રહે; તેમ ધણીને પણ અખત્યાર છે કે જે ઘરમાં ઓરત રહેતી હોય ત્યાં તેણીના સગાંઓને પણ આવવા નહિ દે. પછી તે મા હોય, બાપ હોય, ભાઇ હોય અથવા બીજું સગું હોય.

૪ મસઅલો. ઓરત પોતના માબાપને જોવા વાસ્તે અઠવાડીયામાં એક વખત જઇ શકે છે, અને માબાપ સિવાય બીજાં સગાં વ્હાલાંઓને વાસ્તે વરસે એક વખત. એથી વધારેનો તેણીને અખત્યાર નથી. તેમજ તેણીના માબાપ પણ અઠવાડીયામાં એક વખત અહીં આવી શકે છે, ધણીને અખત્યાર છે કે એથી વધુ જલદી જલદી તેઓને આવવા નહિ દે. અને માબાપ સિવાય બીજા સગાંવ્હાલાં વરસમાં એક વખત આવી શકે છે. એથી વધારે વખત આવવાનો તેઓને અખત્યાર નથી. તે મજ ધણીને અખત્યાર છે કે વધારે વાર તેઓને થોભવા (દીએ અથવા) નહિ દીએ. પછી તેઓ (ઓરતના) માબાપ હોય કે કોઇ બીજાં સગાં હોય અને યાદ રાખવું કે (મજકુર મસઅલાઓમાં) સગાં વ્હાલાંઓથી મતલબ તે લોકો છે જેઓની સાથે નિકાહ હમેશને વાસ્તે હરામ છે, અને જેઓ એવા ન હોય (એટલે જેઓની સાથે નિકાહ થઈ શકતા હોય તો ) તેવા સગાઓ અને પારકા માણસોનો શરેઅ શરીફમાં એકજ હુકમ છે.

૫ મસઅલો. જો બાપ ઘણોજ માંદો હોય કે તેની સારવાર કરનારૂં કોઇ નથી તો જરૂર જોવું (ઓરત) દરરોજ ત્યાં જાય. જો તેણીનો બાપ કાફેર બેદીન હોય ત્યારે પણ એજ હુકમ છે. એટલુંજ નહિ પણ ધણી જો મનાઈ કરે તો પણ જવું જોઇએ. પણ ધણીના મના કીધા પછી જો તેણી જશે તો ખોરાકી પોશાકીનું તેણીનું હક્ક જતું રહેશે.

૬ મસઅલો. પારકા લોકોને ત્યાં જવું નહિ જોઇએ. જો લગન શાદી વિગેરેની મજલેસમાં ધણી રજા દીએ ત્યારે પણ તેણીને જવું જાએઝ નથી, જો ધણી ત્યાં જવા રજા દેશે તો તે ગુનેહગાર થશે. એટલુંજ નહિ પણ એવી મિજલસો થતી હોય ત્યારે પોતાના મહરમ (જેણી સાથે નિકાહ થઈ શકતા નહોય તેવા) સગાને ત્યાં જવું પણ દુરસ્ત નથી.*

* હઝરત નબી (સલ)ના નેક ઝમાનામાં અગરજે આપે (સલ) સહાબા (રદી)ની ઓરતોને શાદી વિગેરેની ખુશાલીની મિજલસોમાં જવા દીધી છે એમ હદીસોથી સાબેત છે પણ આ વખતની એવી ખુશાલીની મિજલસોમાં શરીઅતમાં હરામ થયલાં ઘણાં ખરાં કામો લોકો કર્યા વિના રહેતા નથી. તેથી કરીને ઉપલા મસઅલામાં ત્યાં જવાની મના બયાન થઈ છે.

૭ મસઅલો, જે ઓરતને તલાક મળી ગઈ, તેણી પણ ઇદ્દતમાં બેસે ત્યાં સુધીની ખોરાકી પોશાકી તથા રહેવાનું ઘર લેવાની હકદાર છે. અલબત જેણીનો ધણી ગુજરી ગયો હોય તેણુંને ખોરાકી પોશાકી અને ઘર મળી શકતું નથી. પણ તેણીને સૌ ચીજોમાં વારસો મળશે.

૮ મસઅલો જો નિકાહ ઓરતનાજ કંઇ ભૂંડાં કામોથી તુટયો જેમકે તેણીના સાવકા છોકરા સાથે ખરાબ થઇ, અથવા જુવાનીના જુસ્સાથી ફકત તેને હાથ લગાડયો બીજું કંઇ થયું નહિ પણ તેથી કરીને ધણીએ તલાક દીધી. અથવા તેણી બેદીન મુરતદ થઇ ઇસલામી દીનથી ફરી ગઇ, અને તેથી કરીને નિકાહ તુટી ગયો, તો એ સૌ હાલતોમાં ઇદ્દતની મુદ્દતની ખોરાકી પોશાકી તેણીને મળશે નહિ. પણ રહેવાનું ઘર મળશે. પણ જો તેણી પોતે ચાલી જાય (અને આપેલા ઘરમાં નહિ રહેવા માંગે) તો એ જુદી વાત છે ફરી દેવામાં આવશે નહિ,

## છોકરાના હલાલી થવાનું બયાન.

૧ મસઅલો. જ્યારે કોઇ ધણીવાળી સ્ત્રીને ઓલાદ થશે તો તે ઓલાદ તેજ ધણીની કહેવાશે. કોઇ તરેહના વ્હેમને લીધે એમ કહેવું કે એ છોકરૂં તેણીના ધણીનું નથી પણ ફલાણાનું છે, દુરસ્ત નથી. અને તે છોકરાને હરામનું કહેવું પણ જાએઝ નથી. જો ઇસલામી રાજ્ય હોય તો એવું કહેનારને ફટકા મારવામાં આવે.

૨ મસઅલો. ગર્ભ (હમલ)ની મુદ્દત ઓછામાં ઓછી ૭ મહિના છે. અને વધારેમાં વધારે બે વરસ, એટલે બચ્ચું ઓછામાં ઓછું ૭ મહિના પેટમાં રહે છે. ફરી પેદા થાય છે. ૭ મહિના પેહલાં પેદા થતું નથી. અને વધારેમાં વધારે બે વરસ પેટમાં રહી શકે છે. એથી વધારે રહી શકતું નથી.

૩ મસઅલો. શરીઅતનો કાયદો છે કે બને ત્યાં સુધી છોકરો હરામનો કહેવાશે નહિ જ્યારે તદ્દન લાચારી થઇ જાય ત્યારેજ હરામનો છે એમ હુકમ ઠેરવાશે. અને ઓરતને ગુનેહગાર ઠેરવાશે.

૪ મસઅલો. કોઇએ પોતાની ઓરતને રજઇ તલાક દીધી ફરી બે વરસની મુદ્દત અંદર તેણીને છોકરૂં પેદા થયું તો છોકરૂં તેજ ધણીનું છે. તેને હરામનું કહેવું દુરસ્ત નથી. શરીઅતમાં તેનો વંશ બરાબર અને સારો છે. જો બે વરસમાં એક દહાડો પણ ઓછો હોય તો પણ એજ હુકમ છે. અને તે વખતે એમ સમજશું કે તલાક થઇ તે પેહલાંનો ગર્ભ છે, અને બે વર્ષ સુધી બચ્ચું પેટમાં રહ્યું અને હવે બચ્ચું અવતર્યા પછી તેની ઇદ્દત પુરી થઇ, અને નિકાહથી દૂર થઇ. પણ જો તે ઓરતે તેણીને બચ્ચું પેદા થાય તે પેહલાંજ પોતેજ કબુલ કીધું હોય કે મારી ઇદ્દત પુરી થઇ ચુકી, ત્યારે તો લાચારી છે. હવે એ છોકરૂં હરામી છે પણ એવી ઓરતને જો બે વરસ પછી છોકરૂં પેદા થયું, અને હજી સુધી ઓરતે પોતાની ઇદ્દત પૂરી થવાનો એકરાર કીધો નથી ત્યારેતો તે છોકરૂં તેજ ધણીનું છે, પછી ગમે તેટલા વરસે પેદા થયું હોય. અને તેને એમ સમજશું કે તલાક દીધા પછી ઇદ્દતમાં સોહબત કીધી હતી અને તલાક તોડી નાંખી હતી. તેથી કરીને તે ઓરત, છોકરૂં પેદા થયા પછી પણ તેનીજ ઓરત છે. અને બન્નેનો નિકાહ તુટયો નથી. જો ધણીનું છોકરૂં નહોય તો તે કહી દે કે મારૂં નથી. અને જ્યારે એવો ઇનકાર કરશે તો તેનાપર લેઆનનો હુકમ લાગુ પડશે.

૫ મસઅલો. જો બાએન તલાક દીધી તો તેનો હુકમ એ છે કે જો બે વરસ દરમ્યાન પેદા થયું હોય ત્યારે તો તેજ ધણીનું છોકરૂં છે. અને જો બે વરસ પછી પેદા થયું

હોય તો તે છોકરૂં હરામી છે. પણ બે વરસ પછી તે પેદા થયું અને તે છતાં ધણી જો દાવો કરે કે તે છોકરૂં મારૂ છે તો તે હરામી નથી, અને ઇદ્દતની અંદર ભૂલથી સોહબત કરી લીધી હશે અને તેથી ગર્ભ (હમલ) રહી ગયો હશે એમ ગણીશું.

૬ મસઅલો. જો નાબાલેગ છોકરીને તલાક મળી ગઇ જે હજી જુવાન થઇ નથી પણ જુવાનીને લગભગ પહોંચી ગઇ છે. ફરી તલાક થઇ ગયા પછી નવ મહિના પૂરા થયા બાદ છોકરૂં પેદા થયું તો તે હરામી છે. અને જો નવ મહિના કરતાં ઓછી મુદ્દતમાં પેદા થયું હોય તો ધણીનું છે. અલબત જો તે છોકરી ઇદ્દતમાં હોય એટલે ત્રણ મહિના પેહલાં એકરાર કરી લીએ કે મને ગર્ભ (હમલ) છે તો તે છોકરૂં હરામી નથી બેવરસની અંદર પેદા થવાથી બાપનુંજ ગણાશે.

૭ મસઅલો. કોઇનો ધણી મરી ગયો ત્યારે તે મરી ગયો તે વખતથી બે વરસની અંદર છોકરૂં પેદા થાય તો તે હરામી નથી. પણ ધણીનુંજ છોકરૂં છે. પણ જો તે ઓરત પોતાની ઇદ્દત પૂરી થવાનો એકરાર કરી ચુકી હોય તો નાચારી છે. હવે તેને હરામી કહેવામાં આવશે, અને જો બે વરસ પછી પેદા થાય ત્યારે પણ હરામી (વર્ણસંકર) છે.

**ચેતવણી.** એ મસઅલાઓ ઉપરથી જણાઈ ગયું કે બેઇલમ નાદાન લોકોની જે ટેવ છે કે જો કોઇના મર્યા પછી નવ મહિના કરતાં એક કે બે મહિના પણ વધું વિતીને છોકરૂં પેદા થયું હોય તો તે છોકરાની માને ખરાબ ચાલની સમજે છે એ મોટો ગુનોહ છે.

૮ મસઅલો. નિકાહ થયા પછી ૭ મહિનાની મુદ્દત અંદર જો છોકરૂં પેદા થયું તો તે હરામી છે. અને જો પૂરા ૭ મહિના થયા પછી અથવા એથી વધારે મુદ્દત પછી અવતર્યું તો તે છોકરૂં ધણીનુ ગણાશે. એવા છોકરા ઉપર શક કરવો ગુનોહ છે. પણ જો ધણી પોતે ઇનકાર કરે અને કહે કે એ મારૂં છોકરૂં નથી, તો તેના ઉપર લેઆનનો હુકમ કરવામાં આવશે. (જેનું બયાન ઉપર થઇ ગયુ).

૯ મસઅલો. નિકાહ થઈ ગયો પણ હજી ધણીને ઘેર ઓરતને મોકલવામાં આવી નહોતી કે એટલામાં તેણીને છોકરૂં પેદા થયું. ત્યારે તે છોકરૂં તેજ ધણીનું છે, હરામી નથી. અને તે છોકરાને હરામી કહેવું દુરસ્ત નથી. જો ધણીનું નહિ હોય તો ધણી ઇનિકાર કરે. અને ઇનકાર કરવાથી લેઆનનો હુકમ તેના પર જારી થશે.

૧૦ મસઅલો. ધણી પરદેશમાં છે અને મુદ્દત ઘણી વિતી ગઇ અને વરસો ગુજરી ગયાં કે તે ઘેર આવ્યો નથી. અને તે દરમ્યાન તેના ઘરમાં છોકરૂં પેદા થયું; ત્યારે પણ તે છોકરૂં હરામી નથી. તેજ ધણીનું છે. અલબત એ વાતની ખબર થયા પછી જો તે ધણી નકાર કરે તો લેઆનનો હુકમ તેનાપર જારી થશે.

## ઓલાદનું પોશણ કરવાનું બયાન.

૧ મસઅલો. ધણી ધણિઆણીમાં જુદાઇ થઇ ગઇ, અને તલાક મળી ગઇ, અને ધણિઆણી પાસે એક છોકરૂં છે. તો તે છોકરાને પાળીને ઉછેરવાનું હક્ક માનું છે (બાપનું નથી). બાપ તેને તેણીની પાસેથી છીનવી શકતો નથી. પણ છોકરાના ખોરાકી પોશાકીનો ખર્ચો બાપનેજ દેવો પડશે. અને જો મા પોતે તેને ઉછેરે નહિ, પણ બાપને સોંપી દીએ તો બાપને તે છોકરાને લેવું પડશે. પોતાની ઓરતને જોરજુલમથી દઇ શકતો નથી.

૨ મસઅલો. જો મા ( જીવતી ) નહોય અથવા હોય પણ તેણીએ બચ્ચાને લેવા વાસ્તે ના પાડી તો તેને પાળવાનું હક્ક

નાનીનું અને નાનીની માનું છે. અને તે પછી દાદી અને દાદાની માનું છે. જો તેઓ-માંથી કોઇ નહોય તો તે બચ્ચાની બેહેનોનું હક છે, કે તેઓ તે બચ્ચાને ઉછેરે. જો સગી બેહેનો ન હોય તો સાવકી બેહેનોનું હક છે. પણ જે બેહેનો એવી હોય કે તેઓની અને આ બચ્ચાની મા એકજ છે ( અને બાપ જુદો છે ) તો તેઓનો, તે બેહેનો કરતાં કે જેઓનો અને આ બચ્ચાનો બાપ એકજ છે ( અને મા જુદી છે ) ઉછેરવામાં હક પેહલું છે. તેઓ પછી માશીનું અને તેણી પછી ફૂઇનું હક છે.

૩ મસઅલો. જો માએ કોઇ એવા મરદ સાથે નિકાહ કરી લીધો કે જે મરદ બચ્ચાનો મહરમ સગો નથી. એટલે તે સગપણમાં હમેશને વાસ્તે નિકાહ હરામ થતા નથી, તો હવે તે બચ્ચાને ઉછેરવાનું હક (માને વાસ્તે) રહ્યું નથી. અલબત જો તેજ બચ્ચાના કોઇ એવા સગા જોડે નિકાહ કીધો કે જે સગપણમાં નિકાહ દુરૂસ્ત થતા નથી, જેમકે તે બચ્ચાના કાકા સાથે નિકાહ કીધો અથવા એવુંજ કોઇ બીજું સગપણ હોય તો માનું ( ઉછેરવાનું ) હક બાકી છે. મા સિવાય કોઇ બીજી ઓરત જેવી કે, માશી, બેહેન વિગેરે જો કોઇ પારકા મરદ સાથે નિકાહ કરી લીએ તો ( બચ્ચાને પરવરેશ કરવા વિષે ) તેણી વાસ્તે પણ એજ હુકમ છે. કે હવે તે બચ્ચાને ઉછેરવાનું હક તેણીનું જતું રહ્યું.

૪ મસઅલો. પારકા મરદ સાથે નિકાહ કરવાથી (ઉછેરવાનું) હક તેણીનું જતું રહ્યું હતું. પણ પછીથી તે મરદે તેણીને તલાક દીધી અથવા તે મરી ગયો તો હવે પાછી તેણી હકદાર થશે અને બચ્ચું તેણીને સોંપવામાં આવશે.

૫ મસઅલો. બચ્ચાના સગાંઓમાંથી કોઇ ઓરત જો બચ્ચાને પાળીને મોટું કરવા વાસ્તે મળી નહીં આવે તો હવે સૌથી વધારે હકદાર તેને ઉછેરવાને વાસ્તે બાપ છે, પછી દાદો વિગેરે, એક પછી એક તેવીજ રીતે કે જેમ અમે નિકાહના વલી બનવા વિષેના બયાનમાં ઉપર લખી ગયા છીએ. પણ જો તે સગું નામહરમ હોય અને બચ્ચાને તેને સોંપવામાં આગળ જતાં કંઇ નુકસાનીની બીક હોય તો એવી હાલતમાં તે બચ્ચાને એવા માણસને સોંપવામાં આવશે કે જે ઠેકાણે સોંપવાથી દરેક બાબતનો સંતોષ હોય.

૬ મસઅલો છોકરો જ્યાં સુધી સાત વરસની ઉમરનો નહિ થાય ત્યાં સુધી તેની પરવરિશીનું હક (હકદારને) રહે છે. જ્યારે સાત વરસનો થઇ ગયો ત્યારે હવે બાપ તેને જોર જુલમથી પણ લઇ શકે છે. અને છોકરીને ઉછેરવાનું હક (હકદારને) નવ વરસ સુધી છે. જ્યારે તેણી નવ વરસની થઈ ગઇ ત્યારે બાપ તેણીને લઇ શકે છે. હવે (તેણીને જેણે ઉછેરી હોય તેને) તેણીને રોકી રાખવાનું હક નથી.

## (ઓરત ઉપર) ધણીના હકોનું બયાન

અલ્લાહ તઆલાએ ધણીનું મોટું હક (ઓરતપર) રાખ્યું છે અને બહુ મોટી બુઝુર્ગી (મોટાઇ) દીધી છે, (તેથી કરીને) ધણીને રાજી અને ખુશ રાખવો મોટી ઇબાદત છે, અને તેને નાખુશ અને નારાજ કરવો મોટો ગુનોહ છે.

હઝરત રસૂલુલ્લાહ (સલ) ફરમાવ્યું છે કે "જે ઓરત પાંચ વખતની નમાઝ પઢ્યા કરે અને રમઝાન મહિનાના રોઝા રાખે અને પોતાની આબરૂને બચાવે એટલે પવિત્રતા (પાકદામન) રહે અને પોતાના ધણીની તાબેદાર છે. અને દરેક (એવા) હુકમને (કે જે શરીઅતથી ઉલટા નહોય) માને તો તેણીને અખ-

ત્યાર છે કે જે બારણાથી ચાહે તે બારણાથી જન્નતમાં દાખલ થાય." મતલબ એ કે જન્નતના આઠે બારણાઓમાંથી જે બારણાથી તેણીના મનમાં આવે જન્નતમાં વગર અટકે ચાલી જાય. અને હઝરત નબી (સલ)એ ફરમાવ્યું છે કે "જે ઓરતની મૌત એવી હાલતમાં થાય કે તેણીનો ધણી તેણીથી રાજી હોય તો તે ઓરત જન્નતી છે." અને હઝરત રસૂલે ખુદાએ (સલ) ફરમાવ્યું છે કે "જો હું ખુદા સિવાય કોઇ બીજાને સિજદો કરવાનો હુકમ આપત તો ઓરતને જરૂર હુકમ આપત કે પોતાના ધણીને સિજદો કરે. જો ધણી પોતાની ઓરતને હુકમ દીએ કે આ પહાડના પથ્થરને ઉઠાવીને બીજા પહાડ સુધી લઇ જાય અને તે પહાડના પથ્થરને ઉઠાવીને ત્રીજા પહાડ સુધી લઇ જાય તો તેણીને તેમજ કરવું જોઈએ." અને હઝરત રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યું છે કે "જ્યારે ધણી પોતાની ઓરતને પોતાના કામ સારૂ બોલાવે ત્યારે જરૂર તેણી તેની પાસે જાય. જો ચુલા પાસે બેઠી હોય ત્યારે પણ પોતાનું તે કામ છોડીને તેની પાસે જાય." મતલબ એ છે કે ગમે તેવા જરૂરના કામમાં રોકાયલી હોય તે સૌ કામને પડતું મુકીને તેની પાસે આવે અને હઝરતે (સલ) ફરમાવ્યું છે કે "જ્યારે કોઇએ પોતાની ઓરતને પોતાની પાસે સૂવા બોલાવી અને તેણી આવી નહિ. પછી તે મરદ તેમજ ગુસ્સામાં સુઇ રહ્યો ત્યારે સવાર સુધી સૌ ફિરિશ્તાઓ તે ઓરતપર લઅનત કર્યા કરે છે." અને હઝરતે (સલ) ફરમાવ્યું છે કે "જ્યારે કોઇ ઓરત પોતાના ધણીને દુન્યામાં સતાવે છે, ત્યારે કેયામત પછી જે હુર તેણી ધણિઆણી થવાની છે તેણી કહેછે કે "ખુદા તારો નાશ કરે, તું તેને દુઃખ નહિ દે, એ મરદ તો તારી પાસે પરોણો છે થોડાજ દહાડામાં તને છોડીને અમારી પાસે આવી જશે" અને હઝરતે (સલ) ફરમાવ્યું છે કે "ત્રણ તરેહના માણસો એવા છે કે જેઓની નહિ કોઇ નમાઝ (અલ્લાહ પાકની જનાબમાં) કબુલ થાય. નહિ કોઇ નેકી મનઝૂર રાખવામાં આવે. એકતો લોંડી અથવા ગુલામ કે જે પોતાના માલેક પાસેથી ન્હાસી જાય. બીજી તે ઓરત કે જેણીનો ધણી તેણીથી નાખુશ રહે અને ત્રીજું તે માણસ કે જે નિશો પીને બેભાન (મસ્ત) હોય." કોઇ માણસે હઝરત (સલ)ને પૂછ્યું કે સૌથી સારી ઓરત કોણછે? ત્યારે આપે (સલ) ફરમાવ્યું કે "તે ઓરત (સૌથી સારી છે) કે જ્યારે તેનો ધણી તેની તરફ જુએ ત્યારે તેને ખુશ કરી દીએ. અને જ્યારે કંઇ કહે ત્યારે તેનો હુકમ માને અને પોતાની જાન અને માલમાં કંઈ પણ તેના હુકમથી ઉલટું કરે નહિ કે જે તેને પસંદ પડે નહિ.

મરદનું એક હક (ઓરતપર) એ પણ છે કે તે જ્યારે તેણીની સાથે હોય ત્યારે તેની રજા વગર નફિલ રોઝો પણ રાખે નહિ અને તેની રજા વગર નફિલ નમાઝ પણ પઢે નહિ.

મરદનું એક હક એ પણ છે કે તેણી પોતાનો ચેહરો બગાડીને મેલી અને ગંદી રહે નહિ, પણ શણગાર કરીને રહે. એટલે સુધી કે જો મરદના હુકમથી પણ ઓરત શણગાર નહિ કરે તો મરદને તેણીને મારવાનો અખત્યાર છે.

મરદનું એક હક એ છે કે, ધણીની રજાવગર ઘરથી બહાર કોઇપણ ઠેકાણે જાય નહિ. પોતાના સગાં વ્હાલાંઓને ત્યાં પણ નહિ જાય, તેમજ પારકા માણસોને ત્યાં પણ જાય નહિ.

## ધણીની સાથે બનાવ કરવાની રીત.

એ વાતને સારી રીતે સમજી લીઓ કે, ધણી ધણિઆણીનો એવો સંબંધ છે કે

આખી ઉમર તેમાંજ ગુજારવાની છે. જો બંનેના દિલ હળીમળીને રહ્યાં તો એથી વધારે મોટી કોઇ નેઅમત નથી. અને ખોદાપાક ન કરે જો દિલોમાં કંઇ જુદાઈ આવી ગઇ તો એથી વધારે કોઈ મુસીબત નથી: તેથી કરીને બને ત્યાં સુધી ધણીનું દિલ ખુશ રાખે, અને તેના ઇશારાપર ચાલ્યા કરે. જો તે હુકમ દીએ કે આખી રાત હાથ જોડીને ઉભી રહે તો દુન્યા અને આખેરતનું ભલું એમાંજ છે કે, દુનિયાની થોડી તકલીફ ઉઠાવી લીએ અને આખેરતનું ભલું હાંસેલ કરે. કોઇ પણ વખતે કોઇ વાત એવી નહિ કરે, જે તેની પસંદગીથી ઉલટી હોય. જો ધણી દિવસને રાત કહે તો તેણી પણ દહાડાને રાત કહેવા લાગે.

ઓછી બુદ્ધી અને છેવટ (અન્જામ) નો વિચાર નહિ કરવાથી કેટલીએક ઓરતો એવી વાતો કરી નાંખેછે કે જેથી ધણીના દિલમાં બુરાસ આવી જાય છે. (જેમકે) કોઇ ઠેકાણે ગેર મોકે કંઇ બોલી દીધું, કોઇ વાતમાં મ્હેણું માર્યું, ગુસ્સામાં કલેશ ઉપજાવનારી વાતો કહી દીધી કે જેને સાંભળી ખોટું નહિ લાગતું હોય તોપણ લાગે. પછી જ્યારે ધણીનું દિલ તેણી તરફથી ફરી ગયું ત્યારે તેઓ રડતી ફરે છે.

એ વાતનું ખુબ ધ્યાન રાખવું જોઇએ કે દિલપર બુરાશ આવી ગયા પછી જો બે ચાર દહાડામાં તેણીએ વિનંતી કરી ધણીને મનાવી લીધો તોપણ જે (મોહબ્બતની) વાત પેહલાં હતી તે રહેતી નથી. ફરી હજાર તરેહની વાતો બનાવે અને માફીને માટે બાનાં રજૂ કરે તોપણ જેવું દિલ પેહલાં સાફ હતું તેવો હવે પ્યાર રહેશે નહિ. જ્યારે કંઈવાત બને છે તો એજ વિચાર આવે છે કે એ તેજ ( ઓરત ) છે કે જેણીએ ફલાણે દહાડે એમ કહ્યું હતું તેથી કરીને પોતાના ધણી સાથે ખુબ વિચારીને રહેવું જોઇએ, કે જેથી ખુદાપાક અને તેના રસુલ (સલ) પણ રાજી રહે, અને તેણીની દુન્યા અને આખેરત પણ સુધરી જાય.

સમજૂ ઓરતને કંઇ શિખાડવાની જરૂર નથી. તેઓ પોતેજ દરેક વાતની બુરાઇ અને ભલાઇને જોઇ લેશે. તે છતાં અમે કેટલીક જરૂરની વાતો બયાન કરીએ છીએ. જ્યારે તે વાતોને તેઓ સારી રીતે સમજી લેશે ત્યારે બીજી વાતો પણ એ વાતો ઉપરથીજ માલૂમ પડી જશે.

ધણીની તાકાત કરતાં વધારે ખર્ચો માંગવો નહિ. જે કંઇ મળી આવે તે પોતાનું ઘર સમજીને ચટણી રોટલી ખાઇને દહાડા કાઢે. જો કોઇ ઘરેણું કે લુગડું પસંદ પડે તો જો ધણી પાસે ખર્ચો ન હોય તો તે લેવાની ફરમાશ કરે નહિ. અને તે વાત પોતાના મોઢાથી બહાર કાઢે નહિ.

તેણીએ પોતે વિચારવું જોઇએ કે જો તેણી તે લેવાની ફરમાશ કરશે તો ધણી પોતાના મનમાં જરૂર કહેશે કે એને મારો કંઇ પણ વિચાર નથી કે જેથી એવા ગેર મોકા પર ફરમાશ કરે છે. એટલુંજ નહિ પણ જો ધણી પૈસાદાર હોય ત્યારે પણ બને ત્યાં સુધી પોતે કોઇ વખતે કોઇ ચીજની ફરમાશજ કરે નહિ. અલબત જો તે પોતે પુછે કે તમારે માટે શું લાવીએ? તો કહી દેવામાં હરકત નથી. કેમકે ફરમાસ કરવાથી માણસનો વકર ઘટી જાય છે. અને તેની વાતનું માન રહેતું નથી. કોઇ પણ વાતપર આગ્રહ, અને જીદ કરવાં નહિ. જો કોઇ વાત તેણીની મરજીથી ઉલટી પણ થઇ જાય તો તે વખત ચુપ રહે. પછી કોઇ વખતે સમજાવીને તે વાતનો તોડ લાવે. જો ધણીને ત્યાં તકલીફથી ગુજરાન ચાલે તો કદી પણ કોઇને કહે નહિ. અને હમેશ ખુશી જાહેર કરે કે જેથી ધણીને રંજ નહિ થાય. અને તેણીના આ બનાવથી ધણીનું દિલ તેણીના કબજામાં આવી જશે.

જો ધણી તેણીને વાસ્તે કોઇ ચીજ લાવે તો તે વસ્તુ માટે પોતાની ખુશી દેખાડે, પછી તે પસંદ પડી હોય અથવા નાપસંદ થઇ હોય. એમ કદી નહિ કહેવું કે એ ખરાબ ચીજ છે મને પસંદ નથી. જેથી કરીને તેનું દિલ તુટી જશે. અને ફરી કોઇ ચીજ લાવવાને તેનું મન થશે નહિ. અને જો તે ચીજના વખાણ કરીને ખુશીની સાથે તેણી લઇ લેશે તો તેનું દિલ વધુ રાજી થશે અને ફરી તેથી વધારે ચીજો તે લાવશે. કોઈ પણ વખતે ગુસ્સે થઇને ધણીના ઉપકારની ના પાડે નહિ, અને એમ નહિ કહેવા મંડી જાય કે "આ મુવા ઉજડ ઘરમાં આવ્યા પછી મેં જોયુંજ શું ? મારી આખી ઉમર મુસીબત અને કષ્ટમાંજ પૂરી થઇ. મારા માબાપે મને સારે ઘેર નહિ દીધી, મને આવી તકલીફમાં ફસાવી દીધી. એવી આગમાં નાંખી દીધી" એવી વાતો સાંભળ્યા પછી ધણીના દિલમાં તેણી ઉપર પ્યાર રહેતો નથી.

હદીસ શરીફમાં આવેલું છે કે, રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યું છે કે "મેં દોઝખમાં ઘણી ઓરતો જોઇ. કોઇએ પૂછ્યું કે યા રસૂલુલ્લાહ (સલ) જહન્નમમાં ઓરતો વધારે કેમ જશે ? તો હઝરતે (સલ) ફરમાવ્યું કે તેણીઓ બીજા ઉપર લઅનત વધારે કર્યા કરે છે અને પોતાના ધણીનો ઉપકાર માનતી નથી." ત્યારે વિચાર કરવો જોઇએ કે એવી રીતે ઉપકાર નહિ માનવો (નાશુકરી કરવી) કેવી ખરાબ વસ્તુ છે, અને કોઇના ઉપર લઅનત કરવી, અથવા એમ કહેવું કે ફલાણી ઉપર ખોદાની માર, ખોદાની ફિટકાર, ફલાણીનો ચેહરો લઅનતી છે, ફલાણીના મોંઢાપર લઅનત વરસી રહી છે, એવી સૌ વાતો બોલવી ઘણીજ બુરી છે. જો ધણીને કોઈ વાતપર ગુસ્સો આવી જાય તો એવી વાત બોલે નહિ, કે જેથી તે વધારે ગુસ્સે થાય. દરેક વખતે તેની હાલત જોઇને વાત કરવી. જ્યારે જુઓ કે તે આ વખતે હસવા બોલવામાં રાજી છે તો તેમ હસો બોલો. અને જો તેવી હાલતમાં નહોય તો તેની સાથે હાંસી મશ્કરી કરો નહિ. જેવી તેની તબીઅત જુએ તેવી વાતો કરે, કોઇ વાત પર જો તે તેણીથી ગુસ્સે થઇને રિસાઇ જાય, તો તેણી પણ મોંઢું ચઢાવીને બેસી રહે નહિ. પણ ખુશામત કરીને આજીઝી જાહેર કરીને, હાથ જોડીને જેમ બને તેમ તેને મનાવી લીએ. અગરજો તેણીનો કસૂર નહોય અને ધણીજ કસૂરવાન હોય ત્યારે પણ તે રિસાય નહિ. અને હાથ જોડીને કસૂરની માફી માંગવામાં પોતાની મોટાઈ જાણે. અને સારી રીતે સમજી લીઓ કે ધણી ધણિઆણીમાં મોહબ્બતનો વધારો ફક્ત જાહેરની ડોળ ઘાલેલી મોહબ્બતથી થતો નથી. પણ મોહબ્બતની સાથે ધણીનો અદબ પણ કરવો જરૂરી છે ધણીને દરજામાં પોતાની બરાબર સમજવો બહુજ મોટી ભૂલ છે.

ધણીથી કદી પણ કોઇ કામ કરાવે નહિ. જો મોહબ્બતને લીધે તે હાથ કે માથું દાબવા લાગે તો તેમ કરવા નહિ દે. વિચારવું જોઇએ કે જો તેણીનો બાપ એમ કરવા ચાહે તો (અદબને લીધે) શું તેણી એમ દાબવા દેશે કે ? ત્યારે ધણીનો રૂતબો તો બાપ કરતાં પણ વધારે છે. ઉઠવા બેસવામાં વાતચીતમાં મતલબ કે દરેક વાતમાં અદબ અને સ્વચ્છતા (તમીઝ)ની સંભાળ રાખે. અને જો પોતે તેણીનોજ કસૂર હોય તો એવે વખતે રીસાઇને બેસવું તો ઘણીજ બેવકૂફી અને નાદાની છે. એવાં કામોથી દિલ તુટી જાય છે.

જ્યારે ધણી પરદેશથી આવે ત્યારે તેની તબીયત સારી છે કે કેમ તે પૂછે, અને સફરમાં તે આરામથી રહ્યો કે કોઇ વાતની તકલીફમાં રહ્યો તે તેનાથી પૂછે. તેના હાથ પગ દાબે કે રખેને તે થાકી ગયો હશે. જો તે

ભૂખ્યો હોય તો ખાણું તૈયાર કરે. ગરમીની મોસમ હોય તો પંખો તેનાપર હલાવીને તેને ટાઢો કરે. મતલબ એ કે તેના આરામ અને સંતોષનું દરેક કામ કરે. રૂપીયા પૈસાની વાતો કદી કરવા લાગે નહિ, કે–" મારે માટે શું લાવ્યા? ખર્ચો કેટલો લાવ્યા? પૈસાની કોથળી કયાં છે? જોઇએ કેટલાં નાણાં છે?" જયારે તે પોતે દઇ દીએ ત્યારે લઇલે. અને હિસાબ માંગે નહિ કે પગાર તો તમારો વધારે છે. એટલા મહિનાઓમાં ફકત એટલુંજ લાવ્યા? તમે બહુ ખર્ચી નાંખો છો. એટલું બધું કયાં ખર્ચી નાંખ્યું; શું કીધું?" ખાઇ ખુશીને વખતે માણુસાઇથી વાતચીત કરવામાં પૂછી લેવું હરકત નથી. જો ધણીના માબાપ જીવતાં હોય અને સૌ પૈસા તેઓનેજ દઇ દીએ તેણીને કંઇ દીએ નહિ તો જરા પણ દિલગીર થાય નહિ. એટલુંજ નહિ પણ જો તેણીને દઇ દીએ ત્યારે પણ હોંશીયારીની વાત એજ છે કે તેણી લીએ નહિ, પણ તેઓનેજ દેવા વાસ્તે કહે જેથી તેઓના મનમાં કંઇ બુરાસ આવે નહિ અને તેણીને વિષે કંઇ ભૂંડું બોલે નહિ, કે "વહુએ છોકરાને તો પોતાનો ગુલામ બનાવી લીધો છે." જ્યાંસુધી સાસુ અને સસરો જીવતાં રહે ત્યાંસુધી તેઓની તાબેદારીને પોતાના ઉપર ફરજ જાણે અને એમાંજ પોતાની આબરૂ સમજે. અને સાસુ નણુદોથી જુદા રહેવાનો કદી વિચાર પણ નહિ કરે. કેમકે સાસુ અને નણુદોથી ટરો થવાનું પ્રથમ મૂળ એજ છે પોતે વિચાર કરે કે માબાપે ધણીને પાળી પોશીને ઉછેરી મોટો કીધો અને હવે ઘડપણમાં એવી આશાથી તેને પરણાવ્યો કે તેઓને આરામ થાય. અને જ્યારે વહુ ઘરમાં આવી તો સાસરે પગ મુકતાંની વારેજ વિચારવા લાગી કે ધણી પોતાના આજીજ માબાપને છોડી દે. ફરી જ્યારે તેની માને ખબર પડે છે કે વહુના ઇરાદો એ છે કે અમારાથી અમારા છોકરાને જુદો કરે તો ઝઘડો ઉઠેછે. કુટુંબમાં સૌની સાથે હળીમળીને રહે. પોતે શરૂથીજ દરેકની જોડે અદબની સાથે વર્તે. નાની ઉમરવાળાઓ ઉપર મેહેરબાની રાખે અને મોટાઓ સાથે અદબ રાખે. પોતાનું કંઇ પણ કામ બીજાને માથે નાંખે નહિ. અને પોતાની કોઇ પણ ચીજ એવી રીતે મુકેલી છોડી નહિ દીએ કે ફલાણી ઓરત તેને ઉઠાવી લેશે. જે કામને સાસૂ અને નણુદો કરતી હોય તે કામ કરવામાં એબ સમજે નહિ. તેણી પોતે, તેઓના કહ્યા વગર તે કામ કરવા લાગી જાય. એમ કરવાથી તેણીની મોહબ્બત તેઓના દિલોમાં પેદા થશે.

જ્યારે બે માણસો અલગ પોતામાં ધીમેથી કંઇ વાતો કરતાં હોય તો તેઓથી દૂર રહે અને તેઓ શું વાતો કરતાં હતાં તેની ઢુંઢ કરે નહિ. અને જાણી જોઇને એમ પણ વિચાર નહિ કરે કે ખાસ મારીજ વાતો થતી હશે. એ વાતનું પણ ધ્યાન રાખવું જોઇએ કે સાસરામાં નારાજીથી રહે નહિ, અગરજો નવું ઘર અને નવા લોકો હોવાને લીધે ત્યાં દિલ લાગે નહિ, પણ મનને સમજાવવું જોઇએ ત્યાં તેણી કંઇ રડવા તો ગઇ નથી, કે જ્યારે જોઇએ ત્યારે બેસીને રડી રહેલી છે. જવાને વાર તો લાગી નહિ અને પાછા પીએરમાં આવવાનો તગાદો શરૂ થઇ ગયો.

વાત ચીત કરવામાં ધ્યાન રાખે. પોતે એટલો બકવો પણ નહિ કરે કે જે ખરાબ દેખાય. તેમજ એટલી ચુપ પણ નહિ થઇ જાય કે આજીજી કરવાથી પણ બોલે નહિ. કેમકે એ પણ ઠીક નથી, અને મગરૂબી ગણુય છે. સાસરામાં કોઇ કોઇ વાત તેણીને નાપસંદ થાય તો પીએરમાં આવીને ચાડી ખાય નહિ. સાસરાની નજીવી વાત માની આગળ કહેવી, તેમજ માએ ત્યાંની વાતો ઢુંઢી

ઢુંઢીને પૂછવી બહુજ ખોટું છે. એથી ફિતના પેદા થાયછે અને ઝગડા જાગે છે. એ સિવાય બીજો કોઇ ફાયદો થતો નથી. ધણીની ચીજોને સારી સંભાળ સાથે ખૂબ સફાઇથી રાખે રહે-વાનો ઓરડો મેલો રાખે નહિ. સુવાનું બિ-છાનું મેલું રહેવા દે નહિ. સળ કાઢી નાંખે તકિયો મેલો થઈ ગયો હોય તો તેનું ગિલાફ બદલી નાંખે. જો ગિલાફ નહિ હોય તો નવું સીવી કાઢે જ્યારે પોતે ધણી એ કામો કર-વાને કહે અને પછી તેણી કરે, ત્યારે તેણીએ કીધુંજ શું ?

સારીવાત તો એજ છે કે, તેના કહ્યા વગર સૌ ચીજો ઠેકાણેસર કરી નાંખે જે ચીજો તેણી પાસે રાખેલી હોય તે સંભાળીને રાખે. લુગડાં હોય તો તેની ઘડી વાળીને મુકે. એ-મજ ઘડી વાળ્યા વગર મુકી નહિ દે. આમ-તેમ નાંખી દે નહિ. ઠેકાણેસર મુકે. કદી પણ કોઇ કામમાં બાનું કાઢે નહિ, કોઇ વખતે પણ જુઠી વાતો ઘડે નહિ. કેમકે તેથી કરીને ભ-રોસો જતો રહેછે. ફરી સાચી વાતપર પણ ભરોસો આવતો નથી. જો ગુસ્સામાં કંઇ ભૂંડું બોલે તો તેણી મુંગે મોંઢે સાંભળ્યા કરે અને બિલકુલ જવાબ નહિ દીએ. તે ગમે તે બોલે પણ તેણી ચુપ સાંભળ્યાજ કરે. જ્યારે ગુસ્સો ઉતરી જશે ત્યારે તેણી પોતે જોશે કે ધણી પોતે પસ્તાવો કરશે. અને તેણીથી ઘણોજ ખુશ રહેશે. અને તે વખત પછી તેણીપર કદી પણ ગુસ્સે થશે નહિ. અને તેણી પોતે પણ તેની સામે બોલશે તો વાત વધી જશે. ફરી કોણ જાણે કયાં સુધી વાત લાંબી થઇ જાય !

નજીવા વ્હેમપર ધણી ઉપર તોહમત મુકે નહિ. જેમકે "તમે ફલાણી સ્ત્રી સાથે ઘણા હંસો છો. તેણીને ત્યાં વધારે આવ જાવ કરો છો ત્યાં બેસીને કરો છો શું ?" એમ કરવાથી જો ધણીની કસૂર નહિ હશે તો વિચારવું જોઇએ કે તેને કેટલું માઠું લાગશે ! અને જો ખરેખાત તેની ટેવ બગડીજ હશે તો વિચારવું જોઇએ કે તમારા બકારાથી અથવા કોઇ રક-મની દબાણ નાખી તેનાપર જોરજુલમ કર-વાથી તેણીનુંજ નુકસાન થશે. પોતાની તર-ફથી જો તેના દિલમાં ખુરાસ નાંખવી હોય તો નાંખે એવી વાતો કરવાથી કોઇ દહાડે ટેવ છુટશે નહિ. ખરાબ ટેવ મેલાવવીજ હોય તો હોંશીયારીથી રહે. એકાંતમાં ધીમેથી સમ-જાવે. જો એકાંતમાં સમજણ આપવા છતાં અને શરમાવવા છતાં પણ ટેવ મેલે નહિ તો ધીરજ ધરીને બેશી રહે. લોકો આગળ તેના ગીતડાં નહિ ગાય અને તેની ફજેતી કરે નહિ. તેમજ ગુસ્સે થઇને તેને જેર કરવા પણ ચાહે નહિ કેમકે તેથી વધારે બગાડો થાય છે અને ગુસ્સામાં આવીને તે વધારે તેમ કરવા લાગે છે. જો તેણી ગુસ્સો કરશે અને લોકો આગળ લવારો કરીને બદનામ કરશે તો તેણીની સાથે તે જેટલું બોલતો હશે તેટલું પણ બો-લશે નહિ ફરી તે વખતે તેણી રડતી ફરશે.

અને એ વાત સારી પેઠે સમજવાની છે કે ખોદા પાકે મરદોને શેર બનાવ્યા છે. દબાણ અને જોરજુલમથી તેઓ કદી પણ તાબે થઈ શકશે નહિ. એ લોકોને તાબેદાર બનાવવાની બહુજ સેહલી રીત ખુશામત અને તેઓના હુકમને માનવું છે. તેઓપર ગુસ્સો કરીને અને તાબી જબરો દબાણ નાંખવું ઘણી મોટી ભૂલ અને નાદાની છે. અગર જો એનું પરિણામ (અંજામ) હમણા જણાતું નથી પણ જ્યારે બગાડની જડ મજબુત થઇ તો કોઈ પણ દિવસે તેનું પરિણામ જરૂર ખોટુંજ જાહેર થશે.

લખનૌ શહેરમાં એક ઓરતનો ધણી ઘણી ખરાબ ચાલનો છે. રાત દહાડો બહા-રજ રામજણીને ત્યાં પડયો રહે છે. પોતાને ઘેર આવતોજ નથી. અને વળી ખૂબી એ છે કે તે રામજણી રોજ નવી નવી ફરમાશો કરે

છે કે "આજે તમારે ઘેરથી પુલાવ રાંધી મંગાવો. આજે ફલાણી ચીજ રાંધી મંગાવો" અને તે બીચારી ધણિઆણી કંઇ પણ બોલતી નથી. ધણી જે કંઇ મંગાવે છે તે રાંધીને દરરોજ પેલી રમજાણીને ત્યાં મોકલી આપે છે. અને કોઇ વખતે એક અક્ષર પણ બોલતી નથી. જુઓ કે તમામ લોકોમાં તે ઓરતની કેવી વાહ વાહ થઇ રહેલી છે. અને ખોદાપાકને ત્યાં જે રૂતબો તેણીને મળશે તે જુદો. અને જે દહાડે ધણીને ખોદા હિદાયત દેશે અને તે પોતાની ખરાબ ટેવને છોડી દેશે તે દહાડેથી તો બસ ઓરતનો ગુલામજ થઇ જશે. (ઇ. અ. તઆલા.)

## ઓલાદને ઉછેરવાનું બયાન

જાણવું જોઇએ કે એ વાત ઘણીજ ધ્યાન દેવા લાયક છે કેમકે નાનપણુમાં ભલી કે ભૂંડી જેવી ટેવ પાકી થઈ જાય છે તે આખી ઉમરમાં જતી નથી. તેથી કરીને નાનપણથી જુવાન થાય ત્યાં સુધી તે વાતને એક પછી એક બયાન કરીએ છીએઃ-

૧ સારા ચાલચલણની દીન ચુસ્ત ઓરત બચ્ચાને ધવાડે, કેમકે દૂધની બહુજ મોટી અસર બચ્ચાપર થાય છે. ૨ ઓરતોની ટેવ છે કે બચ્ચાને વખતે સિપાઇથી બિવડાવે છે, અને કોઇ વખતે બીજી એવીજ બીકની ચીજોથી એ ખોટું છે, એથી બચ્ચાનું દિલ બીકણ થઇ જાય છે. ૩ તેને ધવાડવાને વાસ્તે અને ખવાડવાને માટે અમુક વખત મુકર્રર રાખવો કે જેથી તે તંદુરસ્ત રહેશે. ૪ તેને સફા સ્વચ્છ રાખો કે જેથી તે તંદુરસ્ત રહે. ૫ તેની બહુ ટાપ ટીપ કરો નહિ. ૬ જો છોકરો હોયતો તેના માથાપર બહુ લાંબા વાળ રાખો નહિ. ૭ જો છોકરી હોય તો જ્યાંસુધી તે પડદામાં બેસવા લાયક ઉમરની નહિ થાય ત્યાં સુધી તેણીને ઘરેણાં પહેરાવો નહિ જેથી કરીને પહેલાંતો તેણીના જીવનો જોખમ રહેતો નથી. બીજું એકે નાનપણથી ઘરેણાંનો શોખ તેણીના દિલમાં પેદા થતો નથી જે ઘણી સારી વાત છે. ૮ બચ્ચાના હાથથી ગરીબોને ખાણું લુગડાં અને એવીજ વસ્તુઓ દેવડાવો. તેમજ ખાવા પીવાની વસ્તુઓ તેના ભાઇ બેહેનોને અથવા બીજા બચ્ચાંઓને વ્હેંચાવો જેથી તેને સખાવત (ઉદારતા)ની ટેવ પડે. પણ એ યાદ રાખો કે તમે પોતાની ચીજો તેઓને હાથે દેવડાવો પણ શરૂઅથી જે ચીજ તેઓની હોય તે ચીજો કોઈને દેવાડવી દુરસ્ત નથી. ૯ વધારે ખાનારા માણસોની બુરાઇ તેઓ આગળ બયાન કરો પણ કોઈનું નામ દેશો નહિ. પણ એવી એવી રીતે કે "જે માણસ ઘણો ખાવરો હોય છે લોકો તેને શાથી સમજે છે. અથવા તેને બળદ ગણે છે." ૧૦ જો છોકરો હોય તો તેને સફેદ કપડાં પહેરવાનો શોખ દેવડાવો અને રંગીન કે ભપકાદાર લુગડાં તરફથી તેને અભાવ (નફરત) પેદા થાય તેમ કરો. જેમકે ' એવાં લુગડાં તો છોકરીઓ પહેરે છે. તમે તો મરદ છો." હમેશ તેઓની આગળ એવી વાતો કર્યા કરો. ૧૧ જો છોકરી હોય તો પણ તેણીને વધારે શણગાર કરવાની ટેવ નહિ નાખો. ૧૨ બચ્ચાની દરેક જીદને રીપૂ પાડો નહિ. કેમકે તેથી કરીને તેનો સ્વભાવ (મિઝાજ) બગડી જશે. ૧૧ ઘાંટો પાડીને બોલવાથી રોકો. અને તેમાં ખાસ કરીને જો છોકરી હોય તો ઘાંટો પાડીને બોલવાથી તેણીને ખૂબ ધમકાવો, નહિતો મોટી થયા પછી તેજ ટેવ તેણીને પડી જશે. ૧૪ જો બચ્ચાઓની ટેવ ખરાબ હોય. અથવા ભણવાથી ન્હાસતા હોય. અથવા ભપકાદાર લુગડાં પહેરવાની તેઓને ટેવ હોય તેઓની પાસે બેસવાથી અને તેઓની સાથે રમવાથી તેઓને બચાવો.

૧૫ એવી વાતો તરફથી તેઓમાં અભાવ પેદા થાય તેમ કરતા રહો. ગુસ્સો, જૂઠાણું, કોઇને જોઇને બળવું અથવા લોભ કરવો, ચોરી કરવી, ચાડી ખાવી, પોતાની વાતપર અડ્યા રહેવું, જાણી જોઇને (કે તે વાત ખોટી છે છતાં) તેને સાચી ઠેરવવી, વગર ફાયદે બહુ વાતો કરવી, કંઇ પણ વાત થયા વગર હસવું, ધોકો દેવો, ભલાની કે નુકસાનની વાત પર વિચાર ન કરવો. અને જ્યારે એ કામો માંથી તેનાથી કોઇ કામ થઇ જાય તો તરતજ તેને રોકાણ કરો. અને તેને મારો. ૧૬ જો કોઇ ચીજને ભાંગી નાંખે અથવા કોઇને મારી બેસે તો તેને જોઇએ તેવી રીતે મારની સજા (શિક્ષા) કરો જેથી કરીને ફરીથી તેવું કરે નહિ. એવી વાતોમાં લાડ પ્યાર કરવો બચ્ચાને હમેશને માટે બગાડી નાંખવું છે. ૧૭ તેને રાતના જલદીથી સુવા દેશો નહિ. ૧૮ સવારમાં જલદીથી ઉઠવાની તેને ટેવ પાડો, ૧૯ જ્યારે સાત વરસની તેની ઉમર થાય ત્યારે તેને નમાઝની ટેવ પાડવી. ૨૦ જ્યારે મદ્રસામાં જવાને લાયક થાય ત્યારે તેને સૌથી પેહલાં કુરઆને મજીદ પઢાવો. ૨૧ બને ત્યાં સુધી દીન પર ચુસ્ત રીતે ચાલનાર ઉસ્તાદ પાસે ભણાવો. ૨૨ મદ્રસે મોકલવામાં કદી પણ તેનાપર દયા કરો નહિ. ૨૩ કોઇ કોઇ વખતે તેઓને નેક લોકોની વાર્તાઓ સંભળાવો ૨૪ તેઓને એવી ચોપડીઓ નહિ જોવા દો કે જેની અંદર ઇશક (મોહ)ની વાર્તાઓ અથવા શરઅ શરીફથી ઉલટી વાતો અથવા કોઇ એવાજ નકામા કિસ્સાઓ અથવા ગજલો વિગેરે હોય. ૨૫ એવી કિતાબો પઢાવવી જોઇએ કે જેમાં દીનની વાતો અને દુન્યાના જરૂરી કામો તેઓને આવડી જાય ૨૬ નિશાળમાંથી આવ્યા પછી તેનું મન ખુશ થાય તે વાસ્તે થોડી વાર રમવાની તેઓને રજા આપો કે જેથી તેનું મન ઠોઠ નહિ થઇ જાય. પણ તે રમત એવી હોવી જોઇએ કે જેમાં કોઇ જાતનો ગુનોહ નહિ હોય. તનું બદન કોઇ પણ રીતે તે રમતમાં જોખમાય નહિ ૨૭ આતશબાજી અથવા કોઇ પણ તરેહનું વાજું અથવા નકામી ચીજો ખરીદવા પૈસા નહિ આપો ૨૮ રમત ગમત, મેળો, ખેલ તમાશો દેખાડવાની ટેવ નહિ પાડો. ૨૯ બચ્ચાંઓને જરૂર કોઇ એવો હુન્નર શીખવો કે જેથી જરૂરત અને મુસીબતની વખતે એ પૈસા કમાવીને પોતાનું અને કુટુંબનું ગુજરાન ચલાવી શકે. ૩૦ છોકરીઓને એટલું લખતા શિખવો કે જરૂરી કાગળપત્ર અને ઘરનો હિસાબ લખી રાખી શકે ૩૧ બચ્ચાંઓને એવી ટેવ પાડો કે પોતાનું કામ પોતાને હાથે કરે, ઢીલા અને સુસ્ત પડી જાય નહિ. રાત્રે બિછાનું પોતાના હાથે કરવાનું તેને કહો. સવારે જલદીથી ઉઠીને પોતાને હાથે ઘડી વાળીને સંભાળીને રાખે એમ શીખવો. લુગડાંની ગાંસડી પોતાના બંદોબસ્તમાં રાખે. ફાટુંતુટું પોતેજ સીવી લીએ. લુગડાં મેલાં હોય અથવા સાફ સફેદ હોય એવે ઠેકાણે રાખે કે જ્યાં કીડ અને ઊંદરથી નુકસાન પોહોચવાની બીક નહિ હોય. ધોબણને પોતેજ ગણીને દીએ અને લખી લીએ. અને ગણીને તથા તપાસીને લીએ. ૩૨ છોકરીઓને તાકીદ કરો કે તમારા બદનપર જે ઘરેણું હોય તે રાતના સુવા અગાઉ અને સવારે જ્યારે ઉઠો ત્યારે તે ઘરેણાંને તપાસી લીઓ. ૩૩ છોકરીઓને કહો કે ખાણું રાંધવાનું, સીવવાનું, રંગવાનું અથવા કોઇ ચીજ વણવાનું જે કંઇ કામ ઘરમાં થતું હોય તેને ધ્યાન દઇને જુએ કે કેવી રીતે થાય છે. ૩૪ જ્યારે બચ્ચાથી કોઇ સારૂં કામ થઇ જાય તો તે કામ વાસ્તે શાબાશી ખુબ સારી રીતે દીઓ અને તેને પ્યાર કરો એટલુંજ નહિ પણ તેને ઇનામ આપો, કે જેથી તેનું દિલ

વધારે મજબુત થાય. અને જ્યારે તેનું કોઇ કામ માઠું જુઓ ત્યારે તેને એકાંતમાં પેહલાં તો સમજાવો, કે "જુઓ એ ખરાબ કામ છે જોનારા મનમાં શું કહેતા હશે. અને જે જે માણુસોને ખબર પડશે તેઓ પોતાના મનમાં શું કહેશે. ખબરદાર બીજી વખતે એમ કરશો નહિ. સારાં બચ્ચાંઓ એમ કરતા નથી." તેમ સમજાવવા છતાં જો ફરી તે એવું કામ કરે તો લાયક સજા કરવી જોઇએ. ૩૫ માંને જોઇએ કે બચ્ચાને બાપથી બીવડાવતી રહે. ૩૬ બચ્ચાને કોઇ કામ છુપી રીતે કરવા નહિ દીએ. પછી ગમે તો તે રમત હોય, ખાણું હોય અથવા કોઈ બીજું કામ હોય. જે કામ તે છુપી રીતે કરશે તો સમજી લીઓ કે તે બચ્ચું તે કામને બુરૂં સમજે છે. ત્યારે જો તે કામ બુરૂં હોય તો તે કામની ટેવ છોડાવવી જોઇએ. અને જો તે કામ સારૂં હોય જેમકે ખાવું પીવું તો તેને કહો કે સૌની રૂબરૂમાં ખાય પીએ. ૩૭ મેહનત કરવાનુ કોઈ કામ એવું તેને સોંપો કે જે કામ કરવાથી તે તંદુરસ્ત અને હિંમતવાન રહે. સુસ્તી તેનામાં પેદા થાય નહિ. જેમકે છોકરાઓને વાસ્તે, દણુ કાઢવા, મુગદલ ફેરવવી, એકાદ મૈલ ચાલવું. અને છોકરીઓ વાસ્તે ઘંટી અથવા રેંટિયો ફેરવવાં જરૂરતું છે. એમાં એ પણુ એક ફાયદો છે કે તેઓ એ કામને એબ જાણુશે નહિ. ૩૮ ચાલવામાં બહુ જલદી નહિ ચાલે તે વાસ્તે તાકીદ કરવી અને નજર ઉપર રાખીને ચાલે નહિ. ૩૯ તેને હમેશ આજીઝી કરવાની ટેવ પાડો. જીભથી, ચાલથી, અને વર્તણુકથી મોટાઇ વાપરી શકે નહિ. એટલે સુધી કે પોતાની ઉમરના બચ્ચાંઓમાં પણુ બેસીને પોતાનાં લુગડાં કે ઘર કે ખાનદાન કે ચોપડી કે લખાણુ અથવા ખડીયો, સિલેટનાં વખાણુ કરે નહિ. ૪૦ કોઇ કોઇ વખતે તેને બે ચાર પૈસા આપ્યા કરો જેને તે પોતાની મરજીમાં આવે ત્યા ખર્ચે પણુ તેને એવી ટેવ પાડો કે તમારાથી છુપી રીતે કોઈ પણુ ચીજ ખરીદે નહિ. ૪૧ તેને ખાવાની, મિજલસમાં ઉઠવા બેસવાની રીત શીખાડો. જેમાંની થોડી રીતો અમે પણુ અહિં લખીએ છીએ.

## ખાવાની રીત.

જમણા હાથથી ખાવો. ખાવાની શરૂમાં બિસમિલ્લાહ પઢો. પોતાની આગળથી ખાઓ, બીજા માણુસો કરતાં પેહલાં ખાઓ નહિ. ખાવાને સુરકવું નહિ. ખાનાર માણુસો તરફ જુઓ નહિ બહુ જલદી જલદી ખાશો નહિ. સારી રીતે ચાવીને ખાઓ. જ્યાં સુધી એક કોળિયો ગળી નહિ જાઓ ત્યાં સુધી બીજો મોંમાં મુકો નહિ, શેરવો લુગડાપર ટપકવો નહિ જોઇએ આંગળીયો જરૂર કરતાં વધારે ખરડાવી નહિ જોઈએ.

## મિજલસમાં ઉઠવા બેસવાની રીત.

જેની સાથે મળો અદબથી મળો. ધીમેથી બોલો. મિજલસમાં થુકો નહિ ત્યાં નાક સાફ નહિ કરો; એવી જરૂર આવી પડે ત્યારે ત્યાંથી જુદે ઠેકાણે ચાલ્યા જાઓ. જ્યારે બગાસો કે છીંક આવે ત્યારે મોંપર હાથ મુકો પોતાની અવાજ ધીમી કરો. કોઇની તરફ પીઠ કરશો નહિ. કોઇની તરફ પગ કરશો નહિ. ઉંચા નીચે હાથ દઇને નહિ બેસો. આંગળીઓ ફોડવી નહિ. વગર જરૂરે વારંવાર કોઇની તરફ જુઓ નહિ. અદબથી બેસી રહો. બહુ વાતો કરો નહિ. વાતવાતમાં સમ નહિ ખાઓ, બને ત્યાં સુધી પોતે વાત શરૂ કરો નહિ. જ્યારે બીજો માણુસ વાત કરે ત્યારે ખુબ ધ્યાન દઇને સાંભળો. કે જેથી તેનું દિલ નાખુશ થાય નહિ.

અલબત જો તે વાત ગુનાહની હોય તો સાંભળવી નહિ જોઇએ. તેને તેવી વાત કરવાની મના કરો અથવા તમે ત્યાંથી ઉઠી જાઓ. જ્યાં સુધી કોઇ માણુસ એક વાત પૂરી બોલી નહિ રહે ત્યાં સુધી વચ્ચે બોલો નહિ. જ્યારે કોઇ આવે અને મિજલસમાં જગ્યા નહિ હોય ત્યારે તમો પોતાની જગ્યાથી જરા ખસી જાઓ અને મળીને બેસો કે જેથી જગ્યા થઇ જાય, જ્યારે ભાઈની સાથે મળો અથવા તેનાથી છુટા પડો ત્યારે અસ્સલામો અલેકુમ કહો, અને જવાબમાં વઅલેકુમુસ્સલામ કહો. અને બીજી તરેહના નવા નવા શબ્દો બોલો નહિ.

## (એક બીજાના) હકોનું બયાન.

**માબાપના હકો.** ૧ તેઓને ઇજા પહોંચાંડે નહિ અગર જો તેઓના તરફથી કઇ વધઘટ થઇ જાય. ૨ બોલવામાં અને તેની સાથે વરતવામાં અદબ કરે. ૩ જે કામો દીનથી દુરસ્ત હોય તેમાં તેઓની તાબેદારી કરે ૪ તેઓને જરૂર પડેતો માલથી તેઓની ખિજમત કરે. અગરજો તેઓ કાફેર હોય. માબાપના ગુજરી ગયા પછી તેઓના હકો નીચેમૂજબ છે. ૧ તેઓને વાસ્તે ખુદાપાક પાસે બક્ષીસની દોઆ માંગતો રહે. નફિલ ઇબાદતો અને ખેરાતનો સવાબ તેઓને પહોંચાડે. ૨ તેઓની સાથે મળનારાઓની સાથે ઉપકાર અને ખિજમત સારી કરે. ૩ તેઓને માથે જેટલું કરજ હોય અથવા તેઓએ જે કઇ જાએઝ કામની વસીયત કીધી હોય અને તે વસીયત પૂરી કરવાની ખુદા પાકે તાકાત દીધી હોય તો તેને પૂરી કરે. ૪ તેઓના મરીગયા પછી દીનથી ઉલટું રડવું અને પોક પાડવાથી બચે, નહિતો તેઓની રૂહને ઈજા થશે. અને દાદી, દાદો, અને નાની નાનો એઓનો હુકમ શરેઅમાં માબાપ જેવોજ છે. તેઓના હકોને પણુ માબાપ જેવાંજ જાણુવાં જોઇએ. તેવીજ રીતે માસી અને મામો મા જેવાં, અને ફૂઇ અને કાકો બાપ જેવાં છે. હદીસના ઇશારાથી એમજ માલૂમ પડે છે.

**દાયણના હકો** એ છે. ૧ તેણીની સાથે અદબગી વરતવું. ૨ જો તેણીને પૈસા ટકાની જરૂર હોય અને પોતાનામાં તેટલી તાકત હોય તો તેણીની મદદ કરવી.

**સાવકી માના હકો.** પોતાના બાપની તે વ્હાલી છે અને બાપના વ્હાલાઓ સાથે ઉપકાર કરવાનો હુકમ છે તેથી કરીને સાવકી માના પણુ કેટલાક હકો છે. જે કે ઉપર હમણુા બયાન થયાં.

**મોટો ભાઇ.** હદીસથી બાપના જેવો છે. તેથી કરીને માલૂમ પડી આવ્યું કે નાનો ભાઈ ઓલાદ જેવો છે. અને તેથી કરી તેઓ એક બીજાપર તેવાંજ હકો ધરાવશે જેવાંકે માબાપ અને ઓલાદ એક બીજા સાથે ધરાવે છે. તેવીજ રીતે મોટી બેહેન અને નાની બેહેનને પણુ સમજી લેવી જોઇએ.

**સગાં વહાલાંઓનાં હકો.** ૧ પોતાનાં સગાં જો ગરીબ હોય અને તેઓમાં પૈસા કમાવવાની તાકાત નહિ હોય તો પોતાની ગુનજાશની મુજબ તેઓના ખરચનો બંદોબસ્ત રાખે. ૨ કોઈ કોઇ વખતે તેઓની સાથે મળ્યા કરે. ૩ તેઓની સાથેના સગપણુને તોડી નહિ કાઢે. એટલુંજ નહિ પણુ કઈ ઈજા પણુ તેઓથી પોહચે તો તેના ઉપર સબર કરવો બેહતર છે.

**સાસરાના સગપણને** કુરઆનમાં ખોદા પાકે નસબ (વંશ) માં બયાન ફરમાવેલું છે, તેથી કરીને માલૂમ થાય છે કે સાસુ અને સસરો, સાળો અને બનેવી, જમાઇ અને વહુ, અને પોતાની ધણિઆણીની તેણીના આગલા ધણીથી થયલી ઓલાદ, અને તેવીજ

રીતે ધણીની આગલી ઓરતથી થયલી ઓલાદનું પણ કેટલક હક્ક છે. અને તેથી કરીને એવા સગપણોમાં પણ, બીજાઓ કરતાં, ઉપકાર અને સારી વનણુંકનું ધ્યાન વધારે રાખવું જોઇએ.

**આમ મુસલમાનોના હક્કો.** ૧ મુસલમાનની ભૂલચૂક માફ કરે. ૨ તેના રડવાપર દયા કરે. ૩ તેની એબને સંતાડે. ૪ તેના ઉજર (કારણ) ને કબુલ રાખે. ૫ તેનાપર આવી પડેલી તકલીફને દૂર કરે. ૬ હમેશ તેનું ભલું કરતો રહે. ૭ તેની દોસ્તીને કદી તોડે નહિ ૮ તેની સાથે જે કોલકરાર કર્યો હોય તેની સંભાળ રાખે. ૯ તે માંદો પડે તો તેની ખબર રાખે. ૧૦ તે મરી જાય તો તેને વાસ્તે દોઆ કરે. ૧૧ તેની દાવત કબુલ રાખે. ૧૨ તેની મોકલેલી ભેટને કબુલ રાખે. ૧૩ તેના પરોપકારના બદલામાં તેનાપર પણ ઉપકાર કરે. ૧૪ તેની સારી હાલત જોઇને તેને વાસ્તે દોઆ કરે. ૧૫ જરૂરની વખતે તેની મદદ કરે. ૧૬ તેના કુટુંબની રક્ષા (હિફાજત) કરે. ૧૭ તેનું કામ કરી દીએ. ૧૮ તેની વાતને માને. ૧૯ તેની ભલામણને કબુલ રાખે ૨૦ તેની મુરાદ (ઇચ્છા) પૂરી થવામાં તેને નાઉમેદ કરે નહિ. ૨૧ તે છીંક ખાઇને અલહમદો-લિલ્લાહ કહે તો તેના જવાબમાં યરહમોકલ્લાહ કહે ૨૨ તેની ગુમ થયેલી વસ્તુ જો મળી આવે તો તેની પાસે પોંહચાડી દીએ. ૨૩ તેના સલામનો જવાબ દીએ. ૨૪ તેની સાથે નરમાસથી વાતચીત કરે. ૨૫ તેની સાથે ઉપકાર કરે ૨૬ જો તે એના ભરોસાપર સમ ખાય તો તે સમને પૂરી કરે. ૨૭ જો તેનાપર કોઈ જુલમ ગુજારે તો તેની મદદ કરે અને જો તે પોતે કોઇ બીજાપર જુલમ કરતો હોય તો તેને રોકે. ૨૮ તેની સાથે (હમેશ) મોહબ્બત કરે (કદીપણ) દુશમની બગાડ કરે નહિ. ૨૯ તેની ફજેતી કરે નહિ. ૩૦ જે વાત પોતાને વાસ્તે પસંદ રાખે તેજ તેને વાસ્તે પણ પસંદ કરે. ૩૧ તેની સાથે જ્યારે મેળાપ થાય ત્યારે તેને સલામ કરે. મરદની સાથે મરદ અને ઓરતની સાથે ઓરત હાથ મેળવે (મુસાફહો કરે), તો વધારે સારૂં છે. ૩૨ જો કદાચ એકથી બીજા સાથે કંઇ બુરાસ થઈ જાય તો ત્રણ દિવસથી વધારે વખત માટે તેની સાથે વાતચીત કરવી છોડે નહિ. ૩૩ તેને વાસ્તે પોતાના મનમાં ખોટો વ્હેમ લાવે નહિ. ૩૪ તેની સાથે દુશમનાઇ કે અદેખાઇ કરે નહિ. ૩૫ તેને સારી વાત શિખાડે ખરાબ વાતોની મનાઇ કરે. ૩૬ નાની ઉમરવાળાઓ ઉપર દયા કરે અને મોટાઓનો અદબ કરે. ૩૭ બે મુસલમાન વચ્ચે જો કંઇ બગાડ થઇ જાય તો તેઓની વચ્ચે મેળાપ કરાવી દીએ. ૩૮ તેની નિંદા (ગીબત) કરે નહિ. ૩૯ તેને કોઇ તરેહની નુકસાની પોંહચાડે નહિ. નહિ આબરૂમાં અને નહિ માલમાં. ૪૦ તેને ઉઠાડી તેની જગ્યાપર પોતે બેસે નહિ.

## પડોશીનાં હક્કો

૧ તેની સાથે ઉપકાર અને સંભાળથી વર્તે. ૨ તેનાં બૈરાં છોકરાંની આબરૂની સંભાળ (રક્ષા) કરે ૩ કોઇ કોઇ વખતે તેને ઘેર કોઈ ચીજ ભેટ મોકલતો રહે. અને ખાસ કરીને જ્યારે તેઓ ભૂખે મરતાં હોય ત્યારે તો જરૂર થોડું કે વધારે ખાણું તેને આપે. ૪ તેને ઇજા પોંહચાડે નહિ. નજીવી વાતોમાં તેની સાથે તકરાર કરે નહિ. અને જેવી રીતે કે પોતાના દેશમાં પડોશી હોય છે તેવીજ રીતે સફરમાં પણ હોય છે. એટલે તે માણસકે જે સફરમાં ઘેરથી સાથે ગયો હોય અથવા રસ્તામાં કદાચ તેનો સાથી બની ગયો હોય તેનું હક્ક પણ તેજ દેશનાં પડોશીની બરાબર છે. તેનાં હકોને વાસ્તે ખુલાસો એ છે કે પોતાની રાહત કરતાં તેની રાહતનું વધારે

ધ્યાન રાખે. કેટલાક લોકો રેલગાડીમાં અથવા ગાડાઓમાં અથવા બીજી એવીજ સફરની સવારીઓમાં એક બીજા સાથે ઘણીજ ભૂંડી રીતે વર્તે છે જે ઘણુંજ ખરાબ છે.

**એવીજ રીતે જેઓ બીજાના આશરા નીચે હોય** જેવાં કે યતીમ અને રાંડો કે નાચાર અને કમજોર કે નાદાર અને માંદો, કે અપંગ અને મુસાફર અને ભીખારી એ લોકોનાં કેટલાં હકો વધારેઃ—૧ એ લોકોને માલથી મદદ કરવી. ૨ એ લોકોનાં કામો પોતાનાં હાથ પગ વડે કરી દેવાં ૩ એ લોકોને તેઓની હેરાનીથી દિલાસો આપવો. ૪ તેઓએ માંગેલી વસ્તુની ના પાડવી નહિ.

**કેટલાક હકો ફકત માણસ હોવાને લીધે છે.** અગર જો તે મુસલમાન નથી, અને તે એ છેઃ—૧ કોઇ પણ ભૂલચૂક વગર કોઇને તેનાં જાન કે માલમાં નુકસાની પોંહચાડે નહિ. ૨ દીની સબબ વગર કોઇને ગાળો ભાડે નહિ. ૩ જો કોઇને ખાવા પીવાની અથવા બીજી કોઇ મુસીબત કે માંદગીમાં જુએ તો તેની મદદ કરે. ખાણું પાણી દીએ, તેની માંદગીનો ઇલાજ કરે. ૪ જે હાલતમાં શરઅ શરીફે સજા કરવાની રજા દીધી છે તેમાં પણ જુલમ કે વધારો કરે નહિ.

**જનાવરોનાં હકો.** ૧ જે જનાવરને કેદી રાખવામાં કંઇ ફાયદો નહોય તેને કેદ કરે નહિ. ખાસ કરીને પક્ષીઓના બચ્ચાંઓને તેઓના માળામાંથી કાઢી લાવવાં, અને તેથા કરીને તેઓનાં માબાપને હેરાન કરવાં ઘણુંજ દયા વગરનું કામ છે. ૨ જે જનાવરોને ખાવાનો હુકમ છે. તેઓને પણ ફકત પોતાનું દિલ ખુશ કરવા વાસ્તે મારી નાંખવું નહિ જોઇએ. ૩ જે જનાવરોથી તે પોતાનું કામ લેતો હોય (જેમકે ઘોડા બળદ વીગેરે) તેઓના ચારા-પાણીનો અને તેઓને આરામ પોંહચાડવાનો તેઓની ચાકરી કરવાનો પૂરેપરો બંદોબસ્ત રાખે તેઓની તાકાત ઉપ્રાંત તેથી કામ લીએ નહિ, તેઓને હદથી વધારે મારે નહિ ૪ જે જનાવરને જુબ્હ કરવાં હોય અથવા તેઓ ઇજા પહોંચાડે છે તેથી કરીને તેઓને મારી નાંખવાં હોય તો તેઝ હથિયારથી જલદીથી મારી નાંખે તેઓને રીબાવીને અથવા ભૂખા તરસા રાખીને મારે નહિ.

## જરૂરની વાત.

જો કોઇ માણસના હક્કમાં કંઇ ઘટાડો થયો હોય તો તેઓમાં જેઓ હક્ક અદા કરવાને લાયક હોયતો તેઓનાં હકો અદા કરે નહિતો માફ કરાવે. જેમકે કોઇનું દેવું માથે રહી ગયું હતું અથવા કોઇની સોંપેલી વસ્તુમાં કંઈ વધઘટ કીધી હતી. અને જે હકો ફકત માફ કરાવવાં લાયક હોય તેઓને ફકત માફ કરાવે. જેમકે નિંદા [ગીબત] વિગેરે કીધી હતી અથવા તેને માર્યો હતો. અને જો કોઇ સબબથી હકદારોની માફ કરાવી શકતો નથી અથવા હકો અદા કરી શકતો નથી, તો તેવા માણસોને વાસ્તે હમેશ બક્ષાસની દોઆ કરતો રહે. કંઇ તાજુબી નથી કે કેયામતને દહાડે ખુદાપાક તેઓને રાજી કરી તે હકો માફ કરાવી દે. પણ એ પછી પણ જ્યારે તે હકો અદા કરવાની અથવા માફ કરાવવાની તેને તક મળી આવે ત્યારે તેમાં સુસ્તી કરે નહિ. અને તેનાં હકો તેઓથી અદા થાય તેની ઉમેદ નહોય તો તેઓથી નરમાસથી વસૂલ કરે. અને જેઓથી ઉમેદ નહોય અથવા તે હકો વસૂલ થવાને લાયક નહોય, જેમકે નિંદા વીગેરે ત્યારે અગરજો કેયામતને દહાડે તે હકોના બદલામાં નેકીયો મળવાની ઉમેદ છે પણ માફ કરવામાં એ કરતાં ઘણો વધારે સવાબ છે, અને તેથી કરીને તદન માફ કરી દેવું વધારે સારૂં છે. તેમાં ખાસ કરીને જ્યારે કોઇ માણસ કાલાવાલા કરીને માફ કરાવતો હોય.

## તજવીદ એટલે કુરઆને શરીફને સારી રીતે સુધારીને સહીહ પઢવા વિષેનું બયાન*

મસઅલો. એમાં કોશીશ કરવી વાજેબ છે. એમાં બેદરકારી અને સુસ્તી કરવાથી ગુનાહ થાયછે.

**ફાયદો.** એના ઘણા ફાયદાઓ છે પણ કેટલાક ફાયદાઓ જે ઘણા જરૂરી અને સેહેલા છે તે લખીએ છીએ:—

**ચેતવણી.** એ હરફોમાં સારી રીતે બંદોબસ્તથી ફરક કરવો જોઈએ. અને સારી રીતે અદા કરવા ( પઢવા ) જોઇએ. **અલેફ એન** અને **હમઝા**માં. અને **તે** અને **તોએ**માં. અને **સે, સીન. સોઆદ**માં અને **હે** મોટી અને **હે** નાનીમાં. અને **દાલ દોઆદ**માં- ને **ઝાલ, ઝે** અને **ઝોએ**માં. એટલે **તે** (હરફ) નો મોં ભરીને ઉચ્ચાર થતો નથી અને **તોએ**નો ઉચ્ચાર મોં ભરીને કરવામાં આવે છે. અને **સે** નરમ બોલાય છે. અને **સીન** સખતાઇથી બોલાય છે. અને **સોઆદ** મોં ભરીને બોલવામાં આવે છે અને **દોઆદ**ને બોલતી વખતે જીભનું વલણ ડાબી દાઢ સાથે લાગે છે. આગલા દાંતો સાથે જીભ લગાડીને પઢવું ખોટું છે. અને એની વધારે ટેવ પાડવી જોઇએ અને **ઝાલ** નરમીથી બોલાય છે. અને **ઝે** બારીકાઇને બોલવામાં આવે છે. અને **ઝોય** મોં ભરીને બોલાય છે.

**ફાયદો.** નીચે લખેલા હરફો હમેશ મોં ભરીને બોલાય છે. **ખે, સોઆદ, દોઆદ, તોએ, ઝોએ, ગૈન,** (મોટો) **કાફ.**

---

* જે વાતો એ સંબંધી સમજવાને બારીક હતી અથવા જે તદ્દન જાહેર હતી કે જે મુજબ લોકો પોતાની મેળે પઢે છે તેવી વાતો લખી નથી.

**ફાયદો. નુન** અને **મીમ** પર જ્યારે તશદીદ હોય ત્યારે ગુન્ના પઢો. એટલે તેજ અવાજને જરા વાર નાકમાં થોભાવીને કાઢો.

**ફાયદો.** જે હરફ પર ઝબર કે ઝેર કે પેશ અને તેની આગળનો હરફ **અલિફ** અથવા **વાવ** અથવા **યે** નહોય ત્યારે તેને લંબાવીને પઢશો નહિ. જેવી રીતે ઘણી છોકરીઓ (અને છોકરાઓ)ની ટેવ હોય છે. એવી રીતે પઢવું ખોટું છે. જેમકે **અલહમ્દોને** એવી રીતે પઢે કે **અલહમદૂ** અથવા **માલેકે**ને **માલિકી** અથવા **ઇયાકને ઇયાકા.** અને જે ઠેકાણે **આલિફ** કે **યે** અથવા **વાવ** હોય તેને ટુંક અવાજમાં ઘટાડે નહિ. મતલબ એકે ખેંચવાના અને ટુંક અવાજમાં પઢવાના શબ્દોની ઘણી સંભાળ રાખે.

**ફાયદો.** પેશને એવી રીતે પઢો કે જેમાં વાવનો કંઇક અવાજ આવી જાય; અને તેમજ ઝેરમાં યેનો કંઇક અવાજ આવી જાય.

**ફાયદો.** જે ઠેકાણે નુન પર જઝમ હોય અને નુન પછી નીચે લખેલા હરફોમાંના કોઇ હરફ હોય તો નુનને ગુન્ના પઢો. અને તે હરફો એ છે:—**તે સે જીમ દાલ ઝાલ ઝે સીન શીન સોઆદ દોઆદ તોએ ઝોએ ફે** (મોટો) **કાફ** (નાનો) **કાફ** જેમકે **અંતુમ, મિન સમરતીન, ફઅંજયનાકુમ, અંદાદન, અઝરતહુમ, અંઝલા, મિનદ્અતહુ, યંશોરો, લમંસબરા, મંદુદીન, ફઈનતિબ્ન, ફંઝોર, ચુનફેકુન, મિનકબલિક, ઇંનકુનતુમ.**

**ફાયદો.** એવીજ રીતે જો કોઇ હરફપર બે ઝબર કે બે ઝેર કે બે પેશ હોય કે જેનાથી નુનનો અવાજ નિકળે છે, અને તે હરફ પછી મઝકૂર પંદર હરફોમાંનો કોઇ હરફ આવી જાય ત્યારે પણ તે નુનની અવાજને ગુન્ના બનાવો. જેમકે **જન્નાતિનતજરી, જમીઅં સુમ્મ-**

સ્તવા, મિન નફ્સીન શયઅં, રિઝકંકાલૂ રસૂલુન કરીમ, એવીજ રીતે બીજા દાખલા (કુરઆને શરીફમાં) શોધી લીઓ. જ્યાં નૂન પર જઝમ હોય અને તેની પછી રેનો હરફ અથવા લામ આવે તો તે નૂનમાં નૂનનો અવાજ તદન રહેતો નથી એટલુંજ નહિ પણ તદન રે અથવા લામમાં મળી જાય છે. જેમકે મિરરબ્બેહિમ, વલાકિલ લાયશઓરૂન.

કાયદો. એવીજ રીતે જો કોઇ હરફ પર બે ઝબર કે બે ઝેર કે બે પેશ હોય જેથી કરીને નુનનો અવાજ પેદા થાય અને તે હરફ પછી રે અથવા લામ હોય ત્યારે પણ તે નુનનો અવાજ જતો રહેશે રે અથવા લામમાં મળી જશે જેમકે ગફુરૂર રહીમ, હોદલ લિલ મુત્તકીન.

કાયદો. જે નુનપર જઝમ હોય અને તેના પછી બે હરફ હોય તો તે નુનને મીમની પેઠે પઢીશું. અને તેને ગુન્ના પણ કરશું. જેમકે અનબેઅહુમ એને અમ્બેઅહુમ પઢીશું. તેવીજ રીતે જો કોઈ હરફપર બે ઝબર, બે ઝેર, અને બે પેશ હોય જેથી નુનનો અવાજ પેદા થાય અને તેની પછી બે હોય ત્યાં પણ તે નુનનો અવાજ બદલીને મીમ પઢીશું, જેમકે અલીમુન બેમાં તેને અલીમુમ બેમા પઢીશું કેટલાક કુરઆનોમાં એવે ઠેકાણે એક નાનકડી મીમ લખેલી હોય છે. અને કેટલાકમાં હોતી નથી. પણ સૌ ઠેકાણે એવીજ રીતે પઢવું જોઇએ, કે જે જે ઠેકાણે એ કાયદો લાગુ પડતો હોય.

કાયદો. જ્યાં મીમપર જઝમ હોય, અને તેના પછી બે હરફ હોય તો તે મીમપર ગુન્ના કરવો. જેમકે યઅ તસિમબિલ્લાહ.

કાયદો. જે હરફ પર બે ઝબર બે ઝેર કે બે પેશ હોય અને તેના પછીના હરફ પર જઝમ હોય તો ત્યાં બે ઝબરની જગ્યાએ એક ઝબર પઢીશું અને ત્યાં જે અલિફ લખેલો છે તેને પઢીશું નહિ. અને ઝેરવાળો એક નૂન પોતાના તરફથી તે જઝમવાળા હરફ સાથે મેળવીશું. જેમકે ખયરન લવસીયતો, તેને ખયરનિલ વસીયતો પઢીશુ. એવીજ રીતે બે ઝેરને ઠેકાણે એક ઝેર પઢીશું, અને તેવોજ (ઝેરવાળો પોતાના તરફથી એક) નૂન પાછલા હરફ સાથે મેળવીશું. જેમકે ફખૂરીન લઝીના તેને ફખૂરેનીલ લઝીન પઢીશું. તેવીજ રીતે બે પેશ ને ઠેકાણે એક પેશ પઢીશું, અને તેવોજ (ઝેરવાળો) નૂન પાછલા હરફ સાથે મેળવી દેશું, જેમકે નૂહુન બનહુ તેને નૂહો નિબનહુ પઢીશું. કેટલાક કુરઆનોમાં નાનકડો નૂન વચમા લખેલો હોય છે પણ જો કુરઆનમાં લખેલો નહિ હોય ત્યારે પણ એમજ પઢવું જોઇએ.

કાયદો રે ના ઉપર જો ઝબર કે પેશ હોય તો તેને મોં ભરીને પઢવું જોઇએ. જેમકે રબ્બિલ આલમીન. અમરોહુમ અને જો રેની નીચે ઝેર હોય તો નરમાસથી પઢવું જોઇએ. જેમકે ગયરિલ મગદુબે. અને જો રે પર જઝમ હોય તો તેના અગાઉના હરફને જુઓ. જો તેના ઉપર ઝબર કે પેશ હોય તો રે ને મોં ભરીને પઢો. જેમકે અનઝર તહુમ મુરસલુન. અને જો તેના આગલા હરફપર ઝેર હોય તો તે જઝમ વાલી રે ને નરમાસથી પઢો. જેમકે લમતુનઝિરહુમ. અને કેટલેક ઠેકાણે એ કાયદો લાગુ પડતો નથી. તેવાં ઠેકાણાં તમે સમજી શકશો નહિ. પણ ઘણે ઠેકાણે તો એજ કાયદો વપરાય છે. તમે એવીજ રીતે પઢયા કરો.

કાયદો અલ્લાહો અને અલ્લાહુમ્મમાં લામ છે એ લામથી આગલા હરફપર જો ઝબર કે પેશ હોય તો લામને મોં ભરીને પઢો.જેમકે ખતમલ્લાહો, ફઝાદહોમુલ્લાહો, વઇઝકાલુલ્લાહુમ્મ. અને જો આગલાહરફપર

ઝેર હોય તો તે લામને નરમાસથી પઢે. જેમકે **અલહમ્દોલિલ્લાહે.**

**કાયદો.** જ્યા ગોળ **તે** હોય પછી તે મળેલી હોય અથવા હરફથી જુદી હોય અને ત્યાંજ થોભવું હોય (એટલે આયત કરવી હોય) તો તે **તેને હે** પઢવી. જેમકે કસવતન તેને **કસવહ** પઢીશું, આતુઝ ઝકાતા અને તૈયબતનમાં પણ (આયત કરતી વખતે) હે પઢીશું.

**કાયદો.** જે હરપ પર બે ઝબર હોય અને તે ઠેકાણે આયત કરવી હોય તો તે હરફની આગળ અલિફ પઢીશું. જેમકે નિદાઅન તેને **નિદાઆ** પઢીશું.

**કાયદો.** જે હરફપર મદની નિશાની હોય ત્યાં જરા અવાજને વધારી દીઓ. જેમકે વલદ દાલ્લીન. અહિં અલિફને બીજા ઠેકાણાઓના આલિફો કરતાં વધારે લંબાવીને પઢો. અથવા જેમકે **કાલૂ અનોઅમેનો** અહીં **વાવ** ને બીજા વાવો કરતાં વધારશો. અથવા જેમકે **ફી આઝાનેહિમ.** આ યે ને બીજા યે કરતાં લંબાવશો.

**કાયદો.** (આયત ઉપર) જ્યાં મીમ, કે તોએ, કે હે, અથવા (મોટો) કાફ અને ફે, અથવા (નાનો) કાફ લખેલા હોય ત્યાં ઠેરી જાઓ. અને જ્યાં સીન અથવા સકતા કે વકફા (લખેલું) હોય ત્યાં તદન થોભી જશો નહિ પણ જરા અટકીને આગળ પઢતાં ચાલ્યા જાઓ. અને જ્યાં એક આયતમાં બે જગ્યાએ ત્રણ નુકતા ∴ આ પ્રમાણે લખેલા હોય ત્યાં એક ઠેકાણે થોભો અને બીજે ઠેકાણે થોભો નહિ. પછી ગમેતો પહેલી નિશાની આગળ થોભો અથવા બીજી આગળ થોભો. અને જે (આયત ઉપર અથવા જે) ઠેકાણે **લા** લખેલો હોય ત્યાં થોભશો નહિ અને જ્યાં બીજી નિશાનીઓ લખેલી હોય ત્યાં મનમાં આવે તો થોભો અને ચાહો નહીં થોભો. અને જ્યાં ઉપર નીચે બે નિશાનીઓ દીધેલી હોય ત્યાં જે ઉપર લખેલી હોય તે પ્રમાણે ચાલો.

**કાયદો.** જે હરફપર જઝમ હોય અને તે પછીના હરફ પર તશદીદ હોય ત્યારે તે ઠેકાણે પેહલો હરપ પઢશે નહિ. જેમકે **કદ-તબૈયનામાં દાલ** પઢાશે નહિ. અને **કાલત-તાએફતુન**માં **તે** પઢીશું નહિ. અને **લઇમબ-સત્ત**માં **તોએ** પઢાશે નહિ. અને **અસક-લત દઅવુલ્લાહ**માં **તે** પઢીશું નહિ. અને **ઓ-જીબત દઅવતોકોમા**માં **તે** પઢાશે નહિ. અને **અલમ નખલુકકુમ**માં (મોટો) કાફ પઢાશે નહિ. પણ જો એ જઝમ વાલો હરપ નૂન હશે અથવા બે ઝેર કે બે ઝબર કે બે પેશથી નૂનનો અવાજ પેદા થઇ ગયો હશે અને તેની પછી તશદીદવાલો હરફ યે અથવા વાવ હોય તો ત્યાં પઢવામાં નૂનનો અવાજ પઢાશે. જેમકે **મંયયકુલો, ઝોલોમાતુંવ વરઅદુ-ન**માં નૂનનો અવાજ નાકમાં પેદા થશે.

**કાયદો.** વમા મિનદાબ્બતિનના (૧૨મા) સિપારાના ચોથા રૂકુઅની છઠ્ઠી આયતમાં જે આ શબ્દ આવ્યો છે **મજરીહા** એ રેની ઝેરને બીજા ઝેરો જેવી પઢીશું નહિ પણ જેવી રીતે 'સિતારે" ની રેનો ઝેર પઢવામાં આવે છે તેવીજ રીતે એને (મજરેહા) પઢીશું.

**કાયદો.** હામીમના (૨૬મા) સિપારામાં સૂરએ હોજોરાતના બીજા રૂકુઅની પેહલી આયતમાં બેઅસલ ઇસમો જે શબ્દ છે તેમાં બેઅસનો સીન કોઇ હરફથી મળતો નથી અને તેના પછીનો લામ તેના પછીની સીન સાથે મળે છે, અને એવી રીતે પઢાય છે કે **બેઅસ લિસમો.**

**કાયદો.** તિલકર રોસોલોના (૩જા) સિપારામાં આલે ઇમરાનની સૂરતની શરૂમાં **અ-લિફ લામ મીમ** જે આવેલો છે તેની મીમને તેના પછીના શબ્દ અલ્લાહના લામ સાથે એવી રીતે જોડવામાં આવે છે કે જેના હિજ્જા (જોડણી) એવી રીતે કરાય છે મીમ યે ઝેર

મી, મીમ લામ ઝબર મલ મીમલ અને કેટલાક પઢનારા એમ પઢે છે કે મીમ મલ એ ખોટું છે.

ફાયદો. એ કેટલાક શબ્દો એવા છે કે લખાય છે જુદી રીતે અને પઢવામાં જુદી રીતે આવે છે. તેઓનું બહુજ ધ્યાન રાખશો. અને કુરઆને શરીફમાંથી એ મુકામો કાઢીને છોકરીઓ (અને છોકરાઓને) દેખાડી દીઓ અને સમજાવી દીઓ.

પેહલું મુકામ. કુરઆને શરીફમાં જે કોઈ ઠેકાણે અનાનો શબ્દ આવેલો છે તેમાં નૂન પછીનો અલિફ પઢવામાં આવતો નથી પણ ફક્ત પેહલો અલિફ ઝબરથી પઢાય છે અને નૂન ઝબરથી પઢાય છે. નૂનની સાથે અલિફને મેળવીને નૂનને લંબાવીને પઢવામાં આવતો નથી.

બીજું મુકામ. સયકૂલના (બીજા) સિપારાના ૧૬મા રૂકૂઅની ત્રીજી આયતમાં યબસોતો સોઆદથી લખાય છે પણ પઢવામાં સીનથી પઢવું જોઇએ. ઘણાક કુરઆનોમાં તે ઠેકાણે એક નાનકડી સીન પણ લખેલી હોય છે. પણ જો નહિ લખેલી હોય તોપણ સીન તે ઠેકાણે પઢવી જોઇએ. તેવીજ રીતે વલૌઅન્નનાના (૮મા) સિપારાના સોળમાં રૂકૂઅની પાંચમી આયતમાં બસતહુ જે શબ્દ આવેલો છે તે ઠેકાણે પણ સીનજ પઢાય છે.

ત્રીજું મુકામ. લનતનાના (૪થા) સિપારાના છઠ્ઠા રૂકૂઅની પહેલી આયતમાં અફઈન શબ્દમાં ફે હરફ પછી અલિફ લખાય છે પણ પઢાતો નથી.

ચોથું મુકામ. લનતનાના સિપારાના આઠમાં રૂકૂઅની ત્રીજી આયતમાં લાઇલલલાહેમાં પહેલા લામ પછી બે અલિફો લખાયલા છે પણ એકજ અલિફ પઢાય છે અને તે એવી રીતે લા ઇલલલાહે.

પાંચમું મુકામ. લાયોહિબ્બુલ્લાહના (૬ઠા) સિપારાના નવમા રૂકુઅની ત્રીજી આયતમાં તબૂઆ એ શબ્દમાં હમઝા પછી અલિફ લખાય છે પણ પઢવામાં આવતો નથી.

છઠું મુકામ. કાલલમલઓના (૯મા) સિપારાના ત્રીજા રૂકૂઅની ચોથી આયતમાં મલાએહી શબ્દમાં લામ પછી અલિફ લખાય છે પણ પઢવામાં આવતો નથી. પણ તે મલએહી પઢાય છે. એવીજ રીતે એ શબ્દ કુરઆનમાં જે જે ઠેકાણે આવેલો છે ત્યાં એવી રીતે પઢાય છે.

સાતમું મુકામ. વઅલમુ (૧૦મા) સિપારાના તેરમાં રૂકૂઅની પાંચમી આયતમાં લાઔઆદઉમાં લામ પછી અલિફ લખેલો છે, પણ તે પઢાતો નથી. પણ લઔદઉ પઢાય છે.

આઠમું મુકામ. વમા મિન દાબ્બતિનના (૧૨મા) સિપારાના છઠ્ઠા રૂકૂઅની આઠમી આયતમાં સમૂદા શબ્દમાં દાલ પછી અલિફ લખેલો છે પણ તે પઢવામાં આવતો નથી. તેમજ ફમા ખતબોકુમના (૨૭મા) સિપારામાં વન્નજમની સુરતના ત્રીજા રૂકુઅની ઓગણીસમી આયતમાં જે સમૂદા શબ્દ આવેલો છે તેમાં પણ અલિફ પઢાશે નહિ.

નવમું મુકામ. વમા ઓબર્રેઓ નફસીના (૧૩મા) સિપારાના દસમા રૂકુઅની ચોથી આયતમાં લેનતલોવામાં વાવ પછી અલિફ લખાય છે પણ તે પઢાતો નથી વાવને ઝબર પઢાશે.

દસમું મુકામ. સુબહાનલલઝીના (૧૫મા) સિપારાના ચૌદમાં રૂકુઅની બીજી આયતમાં લન નદઓવામાં વાવ પછી અલિફ લખેલો છે. પણ પઢાતો નથી. એવીજ રીતે એજ સિપારાના સોળમા રૂકુઅની પહેલી આયતમાં લેશૈઇનનાં અલિફ પઢવામાં આવતો નથી.

**અગ્યારમું મુકામ.** મચકુર સિપારાના સત્તરમા રૂકૂઅની સાતમી આયતમાં **લાકિન્ના** માં નૂન પછી અલિફ લખાય છે પણ પઢાતો નથી. નૂનને ઝબર પઢીશું.

**બારમું મુકામ.** વકાલલ્લઝીના (૧૯મા) સિપારાના સત્તરમા રૂકૂઅની સાતમી આયતમાં **લા અઝબહન્નહુ** માં લામની પછી બે અલિફ લખાય છે પણ એકજ પઢાશે અને તે એવી રીતે લ-અઝબહન્નહુ.

**તેરમુ મુકામ.** વમાલેયલા (૨૩મા) સિપારામાં છઠ્ઠા રૂકૂઅની સુડતાળીશમી આયતમાં **લાઈલલજહીમ**માં પેહલા લામ પછી બે અલિફ લખાય છે. પણ એકજ પઢાય છે, લ-એલલ-જહીમ એવી રીતે.

**ચૌદમું મુકામ.** હામીમના (૨૬મા) સિપારાના સૂરએ મોહમ્મદ (સલ)ના પેહલા રૂકુઅની ચોથી આયતમાં **લેયબલોવા**માં વાવ પછી અલિફ લખાય છે પણ પઢવામાં આવતો નથી. પણ આવી રીતે પઢે છે લેયબલોવ તેવીજ રીતે એજ સૂરતના ચોથા રૂકૂઅની ત્રીજી આયતમાં **નબલોવા**માં પણ વાવ પછી અલિફ લખાય છે પણ પઢવામાં આવતો નથી. પણ નબલોવ પઢાય છે.

**પંદરમું મુકામ.** તબારકલ્લઝીના (૨૯મા) સિપારામાં સૂરએ દહરના પહેલા રૂકૂઅની ચોથી આયતમાં **સલાસિલા** શબ્દમાં બીજા લામ પછી અલિફ લખાય છે પણ પઢાતો નથી. પણ આવી રીતે પઢે છે. સલાસેલ છેલ્લા લામપર ઝબર પઢશું. અને એજ રૂકુઅની પંદરમી અને સોળમી આયતમાં બે જગ્યા **કવારીરા કવારીરા** આવ્યા છે અને બંને જગ્યાએ બીજા રે પછી અલિફ લખવામાં આવે છે. ત્યારે ઘણાએક પઢનારાઓ પહેલા કવારીરાપર થોભે છે અને બીજા કવારીરાપર થોભતા નથી તો જ્યારે એમ પઢાય ત્યારે હુકમ એ છે કે પહેલા કવારીરા શબ્દપર અલિફ પઢાય અને બીજાપર પઢાય નહિ. પણ રેપર ઝબર પઢે. અને જો કોઇ પહેલા કવારીરાપર થોભે નહિ અને બીજા પર થોભે તો જ્યાં થોભે ત્યાં અલિફ પઢવો જોઇએ, અને જ્યાં નહિ થોભે ત્યાં અલિફ પઢે નહિ.

**ફાયદો.** વઅલમૂના (૧૦મા) સિપારામાં સુરએ તૌબા જે બરાઅતુમ મિનલ્લાહેથી શરૂ થાય છે તેની ઉપર બિસમિલ્લાહ લખેલી નથી. તેનો હુકમ એવો છે કે જો કોઇ ઉપરથી પઢતું ચાલ્યું આવે તો તે માણસ ત્યાં પહોંચીને બિસમિલ્લાહ પઢે નહિ. તેમજ શરૂ કરી દીએ. અને જો કોઇએ તેજ ઠેકાણેથી પઢવું શરૂ કીધું. અથવા થોડી સુરત પઢીને પઢવું બંધ કરી દીધું હતું. ફરી વચ્ચેથી પઢવું શરૂ કીધું તો એ બન્ને હાલતોમાં બિસમિલ્લાહીર રહમા નિરરહીમ પઢવું જોઈએ.



# હકીમુલ ઉમ્મહ હજરત મૌલા૦ સાહેબ (સલ્લમહુ) ની રચેલી

જઝાઉલ આમાલ કી. આ. ૨
ફ્રોઇઉલ ઇમાન કી. આ. ૨॥
તાલીમુદ્દીન કી. આ. ૬
ઇસલાહુર રેસુમ કી. આ. ૪
કસદુસ સબીલ ઇલા મૌલલ જલીલ કી. આ. ૧॥
કૌલુસ સવાબ ફી મસઅલતીલ હિજાબ પ્રદાવિષે કી. આ. ૧
અલકૌલુલ બદીઅ કી. આ. ૨
ઇસલાહે નજીરીયા. નઝીર અહમદના કુરઆનના તરજુમાની ભૂલો કી. આ. ૨
ઇસલાહુલ ખીયાલ. નવી રોશનીવાળાઓ માટે કી. આ. ૨॥ ગુજરાતી કી. આ. ૪
મજમુઆ રસાએલ કી. આ. ૧॥
મજમુઆ એલાજુલ કહત વલ વબા કી. આ. ૧॥
ફસલુલ ખેતાબ કાગડા વિષે કી. આ. ૨
તાલિમુત્તાલિબ ચાર શજરા સહીત કી. આ. ૧॥
અખબારે ઝલઝલા કી. બે પૈસા.
ઇસ્તિબસાર. ઇસ્તિગફાર વિષે કી. આ. ૧
જાદુસ સઇદ કી. આ. ૨॥
મોનાજાત મકબુલ તરજુમા સહીત કી. આ. ૭
કલીદે મસનવી ભા. ૧ લો. કી. રૂ. ૧)=
કલીદે મસનવી ભા. ૨ જો કી. રૂ. ૧॥
આ બંને ભાગ મસનવી મૌલાના રૂમના પ્રથમ દફતરની શરહ ઉર્દુમાં ઘણીજ ઉમદા છે.
ખોલાસા સાંઇસ ઓર ઇસ્લામ તાલીમુદ્દીન સહીત કી. રૂ. ૧)=
સાંઇસ ઓર ઇસ્લામ અસલ કી. રૂ. ૧॥=
ઇકતેસાદ તકલીદ તથા ઇજતેહાદ વિષે ગેર મોકલ્લેદોના રદમાં કી. આ. ૩
હોકુકુલ ઇસ્લામ કી. બે પૈસા
કમાલાતે ઇમદાદીયા કી. આ. ૪॥
કરામાતે ઇમદાદીયા કી. આ. ૩॥
મવાએજે અશરફીયા કી. આ. ૧॥
અશરફુલ મવાએજ ભા. ૧ લો કી. આ. ૪
એજ ભા.
કીતાબોમાં મૌલાના૦
તજકીરે આખેરત
વઅજ કી. આ. ૩
રોઝેકા વઅજ કી. આ.
મનાઇજે હસના સુરાવલ અસર...
કી. આ. ૨॥
સફાઇ મોઆમલા કી. આ. ૨
ખેતાબુલ મલીહ. મસીહ તથા મહદી વિષે કાદયાનીનો રદ કી. આ. ૧॥
તૈસીરૂલ મુબતદી કી. આ. ૪॥
ફતાવા અશરફીયા. ભા. ૧લો કી. આ. ૩
એજ ભા. ૨ જો કી. આ. ૪
હકકુસ સેમા. રાગ વિષે કી. આ. ૧॥
તજવીદુલ કુરઆન કી. આ. ૧॥
આમાલે કુરઆની ભા. ૧ લો કી. આ. ૧
એજ ભા. ૨ જો કી. આ. ૨
એજ ભાગ ૩ જો કી. આ. ૨
બેહેશતી ઝેવર દસ ભાગમાં કીતાબ પૂરી. કી. રૂ. ૨॥ દરેક ભાગની કી. આ. ૪ આ કિતાબ દરેકને અને ખાસ કરીને છોકરીઓને શીખવવી ઘણી ઉપયોગી છે. એમાં દીન દુન્યા બંનેની તાલીમ છે.
બેહેશતી ગોહર કી. આ. ૮ એ બેહેશતી ઝેવરનો વધારો છે, અને ઘણા ખરા મસલા મરદોને લાએક તથા મરદોના કામના છે.
તહકીકે તાલીમે અંગ્રેજી કી. બે પૈસા.
તરીકે મૌલુદ શરીફ કી. આ. ૧
ઇકસીર દરબયાને તકદીર કી. આ. ૮
રિસાલએ અખબાર બીની કી. આ. ૧
તફસીરૂ બયાનુલ કુરઆન ભા. ૧ લો કી રૂ. ૧॥॥
એજ ભા. ૨ જો કી. રૂ. ૧॥॥
એજ ભા. ૩ જો કી. રૂ. ૧॥॥
એજ ભા. ૪ થો કી. રૂ. ૧॥
મીરસુલ મુસલેમીન કી. આ. ૩
મોફીદુલ વારેસીન કી. રૂ. ૧)= આ બંને કીતાબ બીજા મૌલવીની છે.

# જાહેર ખબર.

ઉર્દુ કી. રૂ. ૨॥
. એક જગ્યાએ
તરીકે તૌહીદની
...ઝની એક બાબમાં
...ના સો બાબ છે. વાંચ-

કલેમતુલ-હક ઉર્દુ કી. આ. ૫

...ગતા-ઉરદુ કી. આ. ૪

...ના અને ચોપડી ઇસ્લામે ગેબ વિષે ઘણી ઉમદા છે.

ફરાએજ-હિસ્સા વારસાની કિતાબ ગુજરાતી કી. આ. ૮

રદ્દે શિર્ક-ગુજરાતી કી. આ. ૨

માલા બુદ મિન્હો-આ જગત જાણીતી ફારસી કીતાબનો તરજુમો સહેલી નોટો સાથે ગુજરાતીમાં થયો છે. જેમાં નમાઝ, રોઝા, ઝકાત, અકાએદ વગેરેના આશરે બે હજાર મસલા છે. કી. રૂ. ૧ બીજીવાર છપાશે.

રાહેનજાત ગુજરાતી.

નસીહતુલ મુસલેમીન ગુજરાતી.

તાજીયાની હકીકત „ „ „

બુત શિકન „ „ „

નીમ હકીમ ખતરે જાન નીમ મુલ્લા ખતરે ઈમાન „ „ „

અનજામે ઈંગ્રેજી. „ „ „

પરદો અને ઇસ્લામ. „ „ „

મેરાજુલ ઇસ્લામ છેલ્લો અંક.

આ દરેક ચોપડી માટે અરધા આનાની ટીકીટ મોકલેથી મફત મોકલવામાં આવશે.

મશારેકુલ અનવાર ભાગ—૨ જો અને ૩ જો ગુજરાતી જેમાં ૧૫૭૦ હદીસો છે. કી. દરેક ભાગની રૂ. ૧

બેહેશ્તી ઝેવર ભાગ ૩ જો ગુજરાતી-જેમાં રોઝા, ઝકાત, ફિત્રનો સદકો કુરબાની વગેરે ઘણા વિષયો છે. કી. આ. ૫

બેહેશ્તી ઝેવર-ભાગ ૫ મો ગુજરાતી કી. આ. ૫ એમાં વેચાણ, કીરાયા, બક્ષીસ, વગેરેના મસલા છે. કી. આ. ૫

બેહેશ્તી ઝેવર-ભાગ ૬ ઠો કી. આ. ૬

બેહેશ્તી ઝેવર-ભાગ ૭ મો કી. આ. ૪ એમાં અખલાક આદાબ સો હદીસનો તરજુમો, કયામતની નિશાનીયો વિગેરે ઘણા વિષયો છે

બેહેશ્તી ઝેવર-ભાગ ૮ મો કી. આ. ૪ એમાં ૧૦૦ નેક બીબીઓના કિસ્સા છે.

"ઈજહારૂલ હક" નામનું પુસ્તક કે જે માલવી રહમતુલ્લાહ મોહાજેરે મક્કા સાહેબનું અરબીમાં રચેલું છે તેનો તરજુમો ગુજરાતી ભાષામાં કરી ગ્લેઝ ૫૦ રતલી કાગળ ઉપર આઠ પેજી પૃષ્ટ ૫૦૦ ઉપર છપાવ્યું છે, એ આખી જગતના પાદરીઓને અઉત્તર કરનારૂં છે. હજરતની નોબુવ્વત ઘણી સારી રીતે તેઓની બાયબલથી પણ સાબેત કરવામાં આવી છે કી. રૂ. ૨-૦-૦

ઝમાનુલ ફીરદોસ-ગુજરાતી કી. આ. ૪

ઝમાનુલ ફીરદોસ-ઉર્દુ કી. આ. ૨

બૈઅત પરીક્ષા કીમત આના ૨

જેહાદની હકીકત કીમત આનો ૧

મઝહરૂલ ઇસ્લામ ગુજરાતી કી આ. ૪

કુરઆને શરીફ મોટા તથા ઉમદા ખતમાં અને તેની નીચે શાહ અબદુલ કાદિર (રહ) નો જગત જાણીતો તરજુમો ગુજરાતી અક્ષરોમાં કી. રૂ. ૫

તફસીર મુઝેહુલ કુરઆન શાહ અબદુલ કાદિર (રહ) ની કી. રૂા. ૪ જીલદ વાળાના રૂા. ૪॥=

કુરઆને શરીફ તેની સાથે ગુજરાતી અક્ષરમાં પણ કુરઆન એટલે ગુજરાતી જાણનાર પણ કુરઆન પઢી શકે અને તેની સાથે ગુજરાતીમાં તરજુમો એક જીલદમાં કી. રૂ. ૧૨ અને બે જીલદમાં રૂ ૧૩

પ્રોફેસર ઈસફેહાનીનો કુરઆનનો તરજુમો ગુજરાતી બે ભાગ જીલદ ઉમદા, કાગળ ઉમદા કી. રૂ. ૫॥

મોનબ્બેહાત ગુજરાતી નસીહત તથા અખલાક શિખવનાર સારી ચોપડી છે અને ગુજરાતીમાં એની સાથે લુકમાન હકીમ (અલે) ની સો નસીહતો પણ છાપી છે કી. આ. ૪

મોનબ્બેહાત-ઈંગ્રેજી કી. આ. ૧૨

આની સાથે અલ્લાહનાં સો નામો તથા હજરત અલી (રદી) ની નસીહતોનો પણ તરજુમો છે.

અબદુલ્લાહ બી. ગુલામમોહમ્મદ સાદિક
મુ॰ શહેર જીલ્લે સુરત.

